# નઝીર.

## ગુજરાતી ભાષાંતર સહિત.

જેમાં બોધ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ,
નીતિ અને પરોપકાર વગેરે ઉપદેશ
પદ કવિતાઓનો સંગ્રહ છે.



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદ શાહપુર નવી પોળના આવેલા
શ્રી "પ્રજાહિતાર્થ" મુદ્રાલયમાં
પટેલ દલપતરામ મકનદાસે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૪ પ્રત. ૨૦૦૦



મૂલ્ય રૂ. ૦—૧૨—૦

# નઝીર.

## ગુજરાતી ભાષાંતર સહિત.

જેમાં સંતોષ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ,
નીતિ અને પરોપકાર વગેરે ઉપદેશ
પ્રદ કવિતાઓનો સંગ્રહ છે.

પ્રકાશક

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદ શાહપુર નવી પોળમાં આવેલા
શ્રી "પ્રજાહિતાર્થ" મુદ્રાલયમા
પટેલ દલપતરામ મકનદાસે છાપ્યુ.

આવૃત્તિ ૧ લી. સન ૧૯૧૪. પ્રત ૨૦૦૦



મૂલ્ય રૂ. ૦—૮—૦

# પ્રસ્તાવના.

આજે જે પુસ્તકને અમે અમારા વાંચનારાઓની સેવામાં મૂકીએ છીએ તેના રચનાર અનુભવી કવિ નઝીર છે તેનુ નામ એક કવિ તરીકે પ્રસિદ્ધ હોવા છતાં તેના ઉચ્ચ વિચારોનુ અવલોકન કરનાર હરએક મનુષ્ય તેને મહાત્મા તરીકે સ્વીકાર કરવામાં આનાકાની નહિ કરે આ મહાત્માની જન્મભૂમિ દિલ્હી અને નિવાસ ભૂમી, આગરા કહેવાય છે, આગ્રાને મુસલમાનો અકબરાબાદ કહે છે તે પ્રમાણે તેઓ આ મહાત્માને **નઝીર અકબરાબાદી** એ નામથી ઓળખે છે આ કવિ લગભગ ૨૦૦ વર્ષ ઉપર થઇ ગયો છે. તે ફારસીનો ધુરંધર વિદ્વાન્ અને ઉર્દુ ભાષાનો પક્ષપાતી હતો. મુસલમાન બાદશાહોની પડતીની સાથેજ ફારસી ભાષાનો પ્રચાર કમ થતો ગયો અને ફારસી તથા હિન્દીમાંથી એક મિશ્રભાષા તૈયાર થઇ જે ઉરદુના નામથી પ્રસિદ્ધ છે આ ભાષાના વિદ્વાનો અને કવિયોમા મહાત્મા નઝીરનુ નામ સુપ્રસિદ્ધ છે આ પુસ્તક સાથે તેનું સંક્ષિપ્ત વૃત્તાન્ત આપ્યુ છે તેથી તેના વિચારો વગેરે વાચનારાઓ જાણી શકશે.

આ કવિના સંબંધમા કહેવાય છે કે તે પ્રથમ નવાબો અને રહિસોને પોતાની કવિતા સંભળાવી તેમને રાજી કરતો અને તેથી પોતાની આજીવિકા ચલાવતો હતો, પરંતુ ધીરે ધીરે તેની વૃત્તિ ધનવાનો તરફથી હટી અને એક ઇશ્વર તરફ તેની લે લાગી. પ્રથમ તે ધનવાનોની રૂચિને અનુસરીને કવિતા કરતો પણ પાછલા સમયમાં તે પોતાની રૂચિ અને ઉત્પન્ન થયેલા વિચાર પ્રમાણે કવિતા કરતો. કોઇ વખત કોઇ મનુષ્યની માગણીને આધીન થઇને પણ કવિતા બનાવતો તેણે કવિતા ઘણી બનાવી પણ તેને લખી રાખવાનો સ્વભાવ નહિ હોવાથી તે લુપ્ત થઈ ગઈ છે. છતાં તેના મુખથી સાંભળીને કેટલાક લેખકોએ તેની કવિતા લખી લીધેલી; જેમાથી કેટલીક કવિતાઓ અત્યારે પ્રસિદ્ધ થઇ છે.

તે સ્વભાવે ઘણોજ મસ્ત અને આનંદી હતો સાર્વજનિક મે-

ળાઓમાં જઇને નવી નવી કવિતાઓ બનાવી લોકોને સંભળાવતો જે સાંભળીને લોકો બહુજ પ્રસન્ન થતા. તેની કવિતાનો ઉદ્દેશ બહુજ ઉચ્ચ હોવા છતાં તેને સમજાવવાની શૈલી ઘણીજ સાદી છે તેની કવિતામાં ઉચ્ચ તત્વજ્ઞાન રહ્યું છે છતાં તેને એક સાધારણ માણસ પણ સમજી શકે તેવી સરળ પદ્ધતિ તેણે સ્વીકારી છે. આ વાતની શાક્ષી તેની કવિતાઓ પોતેજ પૂરે તેમ છે; તેથી તે સંબધે અમો કાંઇ પણ કહેવાની જરૂર જોતા નથી.

પાછલા દિવસોમા તે વસ્તીને છોડીને તાજ મહેલની પાસે રહેતો હતો જ્યાં લોકો તેની કવિતા સાંભળવા જતા. તે જાતનો મુસલમાન હોવા છતાં તે મુસલમાન અને હિન્દુઓને સમાન દ્રષ્ટિથી જોતો હતો. હિન્દુઓના મહાત્મા તુકારામ, ચૈતન્ય અને કબીરના સમાન ઉચ્ચ વિચારવાળા મુસલમાનોમાં પણ કેટલાક મહાત્માઓ થઇ ગયા છે. તે મહાત્માઓમાં કવિ નઝીરનું નામ સુપ્રસિદ્ધ છે. આ કવિના ઉપદેશમાં પારમાર્થિક તત્વ રહેલું છે; છતા વિશેષ રૂપથી તેનો ઉપદેશ વ્યવહારિક છે. તેના ઉપદેશમાં ઇશ્વરપ્રેમ, સાંસારિક પ્રપંચ, મનુષ્ય કર્તવ્ય, સંતોષ, દયા, અને દાન વગેરેને પ્રધાનતા આપેલી જોવામા આવે છે.

તેની કવિતાનો હિન્દુ અને મુસલમાનો સમાનપણે આદર કરે છે. તેની કવિતાનો સંગ્રહ મહાન્ છે; પરંતુ તે ફારસી ઉરદુ લિપિમાં છપાએલ છે તેથી આપણા ગુજરાતી બંધુઓ તેનો જોઇએ તે પ્રમાણે લાભ લઇ શકતા નથી. અમોએ આ કવિની કવિતાઓને ગુજરાતી ભાષાતર સાથે ગુજરાતી લિપિમાં કેટલાક ભાગોમાં છાપવાનો વિચાર કર્યો છે. જેમાથી પ્રથમ ભાગ આજે અમો અમારા વાંચનારાઓની સેવામાં અર્પણ કરીએ છીએ. આશા છે કે આ સંગ્રહનો તેઓ અવસ્ય આદર કરશે.

પ્રકાશક.



# નજીરનું સંક્ષિપ્ત જીવન વૃત્તાન્ત.

## નજીરનો જન્મ.

નજીરના માતાપિતા દિલ્લીમાં રહેતા હતા. નજીરની માતાને લગભગ બાર બાળકો થયા તેમાંથી એક પણ બાળક જીવિત રહ્યું નહિ. છતાં તે નિરાશ નહિ થતાં પુત્ર પ્રાપ્તિ માટે પ્રયત્નો કરી રહી હતી. કેટલીક દાઇઓ પાસે દવાઓ કરી તેમજ ફકીરો પાસે દોરા ધાગા કરાવ્યા, પણ તેમાં તે ફલીભુત થઇ. નહિ તે સમયે કોઇ ફકીર આવી ચઢયો. તેની પાસે દાસીઓ મોકલાવી પુત્ર પ્રાપ્તિ માટે ઉપાય જાણવાની ઇચ્છા કરી. ફકીરે દાસીના મુખથી સમસ્ત સમાચાર જાણીને નજીરની નાનીને તેણે કહેવરાવ્યું કે તારી દાસીઓથી કાંઇ કાર્ય સિદ્ધ થનાર નથી. જો તારી પુત્રીને પુત્ર ઉત્પન્ન થાય એવીજ જો તારી ઈચ્છા હોય તો તુ તારા જમાઇને મોકલ. નજીરના પિતા મહમ્મદ ફારૂક સાધારણ ભણેલા અને સાદા સ્વભાવના હતા. તે બાર પુત્રોના મરણથી અત્યંત દુઃખી હતા. તેણે ફકીરે કહેવરાવેલા સમાચાર સાંભળ્યા. અને તેની પાસે ગયા. ફકીરે બગીચામાંથી પાંચ ફુલ આપ્યા અને કહ્યું કે આ ફુલો સુંઘીને નદીમાં નાખી દેશો અને તેનો દેખાવ જોઇને મ્હને કહેશો. ફકીરના વચનમાં શ્રદ્ધા રાખીને તેણે જમુનાજીને કીનારે જઇ ફુલો સુંઘીને નદીમાં નાખી દીધા. જેમાંથી એક ફુલ ચત્તું પડયું અને બાકીના ચાર ઉંધા પડયાં. આ જોઇને તે મહમ્મદ ફારૂક ફકીરપાસે ગયા અને બનેલી હકીકત કહી. જેને સાંભળી ફકીર પ્રસન્ન થઇ બોલ્યો કે તારો એક પુત્ર જીવતો રહેશે. જે તારા નામને પ્રકાશિત કરશે અને તે પુષ્પ સમાન ખીલી પોતાની સુગંધીને સર્વત્ર ફેલાવશે. ફકીરનાં આ વચનોને સાંભળી તે પ્રસન્નતા પૂર્વક ઘરે આવ્યો અને તે સમાચાર પોતાની સ્ત્રીને કહ્યા અને થોડા સમયમાં ગર્ભના ચિન્હો જણાવા લાગ્યાં. અને નવમે મહિને આપણો ચરિત્ર નાયક નજીર ઉત્પન્ન થયો. તેના પૂર્વના ભાઇઓ મરી ગયા હતા; તેથી તેના કાન અને નાકને છેદવામાં આવ્યા. અને તેના નાકમાં બુલાક તથા કાનમાં મોતીઓ પહેરાવવામાં આવ્યા.

## નજીરની બાલ્યાવસ્થા.

નજીરના માતાપિતાઓ સાધારણ સ્થિતિના તેમજ સાધારણ કેળવાયલા હતા; છતાં તેઓ બાર બાળકોના મરણ પછી મળેલા પુત્રની બહુજ સંભાળથી રક્ષા કરતા હતા નજીર બાલ્યાવસ્થામાં રમ્મત ગમ્મત તરફ અધિક ધ્યાન રાખતો હતો તેને ભણવા માટે મદરસા ( સ્કૂલ ) માં મૂકયો ત્યા તેને કવિતાનો વિષય અધિક રૂચ્યો. તેણે ન્હાની સરખી ઉમરમા શેરો અને કવિતાઓ કઠ કરી લીધી જેનુ પરિણામ એ આવ્યુ કે પોતે સ્વતંત્ર કવિતા પણ ધીરે ધીરે કરવા લાગ્યો. તે કવિતા કરતા શિખ્યો ન્હોતો. પણ તે કુદરતી કવિ હતો તેને કવિતા ઉપર એટલો બધો પ્યાર હતો કે તેને અન્ય કોઈ વિષય તરફ રૂચી થઇ નહિ.

## નજીરનો અભ્યાસ.

નજીર બાલ્યાવસ્થામા સ્કૂલમા જતો હતો પણ ત્યા તેણે કેટલો અભ્યાસ કર્યો હતો તેમ તે કઈ ભાષાઓ શિખ્યો હતો એ વિષે ખરી હકીકત મળતી નથી છતા એની કવિતાઓ ઉપરથી જણાય છે કે તેને અરબી ભાષાનું સારૂં જ્ઞાન ન્હોતુ, એ સાત આઠ ભાષાઓનો ભોમિયો ફારસીનુ ગાન સારૂ મેળવ્યું હતુ જેની અંદર એણે એક ગજલની કિતાબ પણ લખી છે જે છપાવા પામી નથી. ઉર્દુ એની માતૃભાષા હતી જેની અંદર તેને કશી પણ મહેનત લેવી પડી ન હતી. આ ભાષા સાથે તેને અત્યંત પ્રેમ હતો, જેથી તે આ માતૃ ભાષાની ખાસ ખાસ બાબતો બીજાઓ કરતાં વધુ સમજુ શકતો હતો. તે જોતો કે ભાષાનો સર્વે કોઇ ઉર્દુ જ વાપરે છે. પરતુ ઘણાખરા તેની અંદર અરબી અને ફારસીના શબ્દો વધારે મિશ્ર કરે છે તો ઘણાખરા વૃજભાષા અને સંસ્કૃતના શબ્દો તેમાં દાખલ કરે છે. ઘણાખરા વેપારીઓ ખાસ પોતાનાજ શબ્દો તેમાં મેળવે છે. જેને લીધે તેઓનો ધધો પણ ઓળખાય છે. સાધુ અને ફકીરોના શબ્દોમાં ફરક હોય છે. તેમજ લુચ્ચા લફંગાઓ કાંઇ જુદાજ શબ્દો વાપરે છે. સ્ત્રીઓ કાઇ જુદાજ શબ્દો વાપરે છે ત્યારે પુરૂષો કાંઇ જુદાજ શબ્દો કાર્યમા લે છે હિન્દુ સ્ત્રીઓની ભાષા મુસલમાન સ્ત્રીઓથી કાંઈ જુદીજ આવે છે. આ સર્વે બાબતોનુ જ્ઞાન એટલી તો સુદર રીતે ગૃહણ કર્યું હતું

કે તે પાકી ઉમર થતાં આ ભાષાઓનો એક માલીક તરીકે થઇ પડયો હતો. જે બાબતની નકલ કરવા કોઈ કહે તો તેને એટલી સુંદરતાની સાથે કરી આપતો કે જાણે અસલ છે એમ જોનારાના મનમા આવતુ. ઉર્દુમા ઘણી ખરી ભાષાઓ મળેલી છે અને તેને જયાં સુધી જુદી જુદી ભાષાઓનુ જ્ઞાન ન હોય ત્યા સુધી બરાબર સમજી શકતા નથી; જેથી તે જુદી જુદી ભાષાઓનુ જ્ઞાન લેવા લાગ્યો તે થોડા વખતમા પંજાબી સારી રીતે બોલવા લાગ્યો, વ્રજ ભાષામા તેણે ગોપ ગોપીઓ જેવી માઠીની મેળવી, પુરબિયાનો લહેજો ગૃહણ કર્યો. મારવાડી વાતો યાદ કીધી અને તુલસીદાસની ભાષામા કમાલ મેળવ્યો.

એના લખેલા કનૈયાજીના જન્મ વિગેરેમાં ખુલ્લુ જણાય છે કે એને હિન્દુ ધર્મની અન્દર વપરાતા શબ્દોમા પંડિતો અને કવીશ્વરોના જેવો કમાલ હતો તેમજ એ પણ દેખાય છે કે તેને સંસ્કૃત અને હિન્દુઓની ધાર્મિક અને ઐતિહાસિક બાબતોમાં સારૂં જ્ઞાન હતુ

દાખલા તરીકે કનૈયાજીના જનમનાં થોડાક શએરો અહીં ટાકી લઉં છુ.

**હય રીત જનમકી યું હોતી જીસ ઘરમેં બાલા હોતા હય.**
**ઉસ મંડલમેં હરમન ભીતર સુખ ચેન દુબાલા હોતાહય;**
**સબ બાત બિથાકી ભુલી હય જબ ભોલા ભાલા હોતાહય,**
**આનંદ મંડીલી બાજત હંય નિત ભોન ઉજાલા હોતાહય.**
**યુ નેક નછતર લેતે હંય ઇસ દુનિયામેં સંસાર જનમ,**
**પર ઉનકે ઔરહી લચ્છન હંય જબ લેતે હંય અવતાર જનમ.**

એટલે જે ઘરમાં પુત્રનો જન્મ થાય છે ત્યાંની દરેક મંડલી અને દરેક હૃદયમાં આનંદ વ્યાપી રહે છે. સર્વે વ્યથાની વાતો ભુલાઈ જઇ આનંદનો પ્રકાશ પ્રકાશી જાય છે. એ તો પવિત્ર આત્માઓના જન્મથી થાય છે; પરતુ **અવતાર** જન્મ લે છે તેઓનાં લક્ષણો તો કાંઈ જુદાજ હોય છે.

એક જગ્યાએ હરની તારીફમાં તે કહે છે કેઃ—

**મંય કયા કયા વસ્ફ કહું યારો ઉસ શામ બરન અવતારીકી.**
**શ્રીકૃષ્ન કનૈયા મુરલીધર મન મોહન કુંજ બિહારીકી;**

ગોપાલ મનોહર સાંવલીયા ઘનશ્યામ અટલ બનવારીકી,
નંદલાલ દુલારે સુંદર છબ બ્રિજ ચંદ મુકટ ઝલકારીકી.
કર દુધ લુટૈયા દુધ મખ્ખન રણછોર નવલ ગિરધારીકી;
બનકુંજ ફરૈયા રાસ રચન સુખદાઇ કાન મુરારીકી,
હરઆન દિખાએ રૂપનએ હરલીલા ન્યારી ન્યારીકી.
પત લાજ રખૈયા દુઃખ ભંજન હર ભકિત ભુકતા ધારીકી;
નિત હર ભજ હર ભજરે બાબા જો હરસે ધ્યાન લગાતેહય,
વોહ હરકી આસા રખતેહય હર ઉન્કી આસ બુઝાતે હય.

એટલે હરીની આશા રાખવાથી તે સર્વે તેની ઈચ્છાઓ પૂર્ણ કરે છે.

નજીરના સમયમાં બ્રહ્મજ્ઞાન ઉપર લોકોને અધિક રૂચિ હતી. કબીર અને ગુરૂ નાનકના ઉપદેશે લોકોને પ્રત્યક્ષ રીતે બતલાવી દીધુ હતુ કે મુસલમાન અને હિન્દુઓનું બ્રહ્મજ્ઞાન લગભગ સમાન છે. અને જો બારીક નજરે બન્ને ધર્મના બ્રહ્મજ્ઞાનની તપાસ કરવામાં આવે તો બન્ને એકજ માલમ પડે છે. આ વિચારથી ઘણા ખરા બ્રહ્મજ્ઞાની મુસલમાનો, કેટલાક સાધુઓ, પડિતો અને વિદ્વાનો આપસમા મળીને વિચાર કરતા હતા.

નજીરમાં સર્વે કલામોની અંદર એક ખાસ નીતિ શાસ્ત્ર જોવામાં આવે છે. જે ખુલ્લું બતાવે છે કે એ પુરૂષ એક પવિત્ર અને સ્વચ્છ નહેરમાંથી આવેલો હતો જો કે ઘણી ખરી જગ્યાએ તેનાં કલામોમા અનીતિની ઉડી પરિક્ષા સમાયલી; પરંતુ તે બાબતો અને નીતિના વિચારોની શકતી અને ઉંડાઈ આ બાબતોનો વિચાર પણ આવવા નથી દેતી કે આ પરીક્ષાઓ તેની જાતીજ પરીક્ષાઓ હશે.

આલમે આજાદગાં હય એક જહાં સબસે અલગ.
હય જમી ઉનકી આર ઉનકા આસમાં સબસે અલગ;
પાક હંય આલાયશોંમે બન્દીશોંમેં બે લગાવ,
રહેતે હંય દુનિયામેં સબકે દરમિયાં સબસે અલગ.

એટલે આ દુનીયા સ્વતંત્રતાથી ભરેલી છે. જ્યાંના દરેક પુરૂષની આકાશ અને જમીનમાં ઘણો ફરક છે. જેઓ દુનિયાની અપ-

વિત્ર વસ્તુઓથી દુર છે તેઓ દુનિયામાં સર્વેથી અલગજ રહે છે.

અને એમની દરેક વસ્તુઓમાંથી કંઇને કંઇ મળતુ હોવાથી એક બનાવ એમનો પોતાનો લખેલો ટાંકી લીધો છે.

તે એક જગ્યાએ લખે છે કે:—

"એક સ્વરૂપવાન સુંદરી મારે ત્યા આવી જેની મેં નિચલા શએરમા પ્રશંસા કીધી."

કરમ કરદન બ અહેવાલે ગરીબાં,
જ દિલદારાં જદિલદારી તવાં ગુફ્ત.

એટલે ગરીબોની હાલત ઉપર રહેમ લાવી પ્રેમી વાતો કર.

થોડીવારમાં તે ઉડી ઉભી થઈ ગઇ, મે તેનો હાથ પકડયો. ત્યારે તે કહેવા લાગી "હવે મારી ઇચ્છા અહીં ઉભવાની નથી."

મેં કહ્યુ "મારી તો ઇચ્છા છે"

તેણે કહ્યુ "તમારૂં મન ચાહે કે હું ચુમ્બી લઉં?"

મેં કહ્યુ "હુ તો પરહેજગાર છુ"

તેણે કહ્યુ "અગર તમો તેવા થઇ જાવ"

મેં કહ્યુ "હજી સુધી તો થયો નથી હવે પછીની વાત ઇશ્વર જાણે"

તેણે કહ્યુ "તમારો નજર આગળ હવે એવી બાબત તો આવી રહી છે".

આટલું બોલી તેતો ચાલી પડી, પરંતુ હુ તેના આ વિચારો ઉપર ઘણા સમય સુધી હંસતો રહ્યો.

નજીર મેળાઓમા ઘણોજ જતો. તે એક જગ્યા ઉપર દસેરાના મેળાનો બનાવ લખે છે કે: —

એક સુંદર સ્વરૂપવતી દેવી જે અત્યંત રૂપાળી હતી તે ન્હાઇ ધોઇ અને કપાળ ઉપર ટીલુ કરી પોતાને ઘરે જતી હતી. તેને જોતાંજ મને તેની સાથે વાત કરવાની ઇચ્છા થઇ આવી; જેથી હું પણ તેની સાથે ચાલ્યો. જ્યારે તેણે મારી તરફ નજર ફેરવી; ત્યારે મેં કહ્યું "દિલારામ જે સીતારાંમ"

તે હંસી કહેવા લાગી "શું ચાહો છો?"

મ્હેં—કહ્યું "એક અરજ"

તે બોલી "ફરમાવો?"

મેં કહ્યું "શ્રીરામચંદ્રજીએ લંકા જીત્યુ અને તમારા શુરવિર રૂપે મારા હૃદયનો ગઢ."

**બુર દર જેર દિલે મન રાવન,**
**રામ કરદન્ઃ બુતાં રામ કીસું.**

(આ શએરનો અર્થ ઉપના વાક્યોમાં સમાયલો છે)

તેણે પૂછયુ "એ બાબતની શાક્ષી?"

મે કહ્યું "હનુમાનજી"

તેણે હંસી દીધુ અને મારી સાથે વાત કરતી ઘર સુધી ચાલી.

નજીર ખરૂં જોતાં **કબીર ગુરૂનાનક** વીગેરેના વિચારો સાથે મળતો હતો જે સર્વેમા એક સપી ચાહતો હતો, અને તે પણ એવી રીતે કે સર્વે એકજ પેદા કરનાર માલિકના બનાવેલા છે અને સર્વે મનુષ્યો સમાન છે પછી શત્રુતા શા માટે હોવી જોઇએ? ધર્મની અન્દરનો ભેદ કેવળ વાક્યોનોજ છે જેના અર્થો એકજ થાય છે. હિન્દુઓ જેને અવતાર કરી કહે છે તેને મુસલમાનો પેગમ્બરનાં નામથી યાદ કરે છે. માલુમ પડે છે કે નજીર હિન્દુઓના સમાગમમા પણ વધુ વખત કાઢતો હતો અને તેઓના વિદ્વાનોના વિચારોથી સારી રીતે જાણીતો હતો

**નજીરનુ દિલ્લી છોડી આગરે જવાનું કારણ.**

હજુ નજીર દિલ્લીમા હતો. પરતુ હવે સીન બદલાયો. તે જ્યાં જન્મયો, અને ઉછરી યુવાવસ્થામા આવ્યો ત્યા તેની ઉપર એક નવી આફતનું વાદળ ઘેરાવા લાગ્યુ એટલે ઇ. સ. ૧૭૩૯માં **નાદરશાહ** ખુનરેજી કરી દીલ્લી લુટી ગયો હતો, તેને વધુ સમય ગુજર્યો હતો નહી. જો કે **નાદરશાહ**નો મરણ પામ્યો હતો. પરંતુ તેની ગાદીએ **અહમદશાહ દુરાની** આવ્યો હતો જેના એક પછી એક એમ બે હલ્લા થઇ ચુકયા હતા. જો કે ઇ સ. ૧૭૪૮માં સરહીન્દના મેદાનમા મહમદશાહના સારા નસીબે **અહમદશાહને** તેના પુત્રને હાથે પરાજય પામી પાછુ જવુ પડયુ હતુ; પરંતુ એપ્રીલ સને ૧૭૪૮માં મહંમદશાહના મરી ગયા બાદ અહમદશાહે ઇ સ. ૧૭૫૧મા બીજો હલ્લો લાવી લાહોર અને મુલતાન બન્નેને દબાવી બેઠો હતો. બાદશાહ એટલે પોતે અહમદશાહ પોતાના ખાસ મોઢે ચઢેલા એક ખ્વાજાસરાના માર્યા જવાને લીધે પોતાના મ્હોટા

પ્રધાન અવધના સુબેદાર સફદરજંગથી વેર લેવાનો ઉપાય વિચારી રહ્યો હતો. આ નામરદીનાં કામમા ગાઝીઉદીન જે સફરદ જંગના હાથથી સરદારી ઉપર આવ્યો હતો તે બાદશાહ સાથે મળી ગયો. એ બાબતને લીધે શહેરમા લોહીની નદીઓ રેડાવી શરૂ થઈ ગઈ. જેની ઉપર હોલકરે આવી પુરૂ બાધ્યો. જેને લીધે આ વખત વિચારી જઇ સફદર જંગ બાજુ થઈ ગયો. જો કે બાદશાહ પહેલાથી આંખ્યો ગમાવી બેઠો હતો કારણ કે જ્યારે ગાઝીઉદ્દીનની બેવફાઇથી તેની આંખ્યોમા લોહી ઉતરવા લાગ્યુ અને આંખ્યો ઢાકવા માટે શહેર બહાર ગયો. જ્યા પોતે ગુાઝીઉદીનની આંખ્યો કાઢવા ચાહતો હતો, પરંતુ કિસ્મતે ગાઝીઉદ્દીનના હાથે ઇ. સ. ૧૭૫૪માં પરાજય અપાવી પદભ્રષ્ટ કરાવી અહમદશાહે પોતાની આંખ્યો કઢાવી નાખી, એની જગ્યાએ આલમગીર આવ્યો જે ગાઝીઉદ્દીનના હાથમાં રબડના પુતળાંની માફક થઈ પડયો ગાઝીઉદ્દીન પોતાના શત્રુ સફદર જંગનાં મરવા પછી મ્હોટા વઝીરના પદ ઉપર આવ્યો. પરતુ આ મ્હોટા અધિકારનું માન સંભાળી શકયો નહી. અને લશ્કરને તેના જુલ્મી કાર્યોએ લાચાર કર્યું જેઓએ ગાઝીઉદીનને પગ અને માથું નાંગું કરાવી સડકો ઉપર ખેચ્યો જેણે પોતાની હુશીયારીથી છુટી સર્વ બળવાખોરોને લોહીમા ન્હવડાવવા શરૂ કર્યા. અહીંથી મોંઢું ફરતાં દુરાનીનો મુકાબલો કરવાના ધુને મગજમા પ્રવેશ કર્યો. અને દુરાનીના માણસોને ધમકીઓ આપવી શરૂ કરી. દુરાની એવા ઓને કયારે વિચારમા લાવવાનો હતો તે વીજળીની પેઠે ઇ. સ. ૧૭૫૬મા અંડસ પાર ઉતરી ત્રીજો હલ્લો દીલ્લી ઉપર લાવ્યો અને નાદરશાહનાં ખુનરેજીનાં બનાવોને પાછા તાજા કરી આપ્યા.

જ્યારે દુરાનીના શહેરમા આવવાની ખબર ચારે બાજુ પ્રસરી ગઇ ત્યારે દિલ્લીવાળા થરથર કંપવા લાગ્યા; કારણ કે તેઓની નજરો સમક્ષ નાદરશાહનાં ખુની દેખાવો ફરતાજ હતા. આ ખબરથી નજીરનાં ઘરમાની સ્ત્રીઓ પણ ડરી ગઇ અને વિચારવા લાગી કે જેમ બને તેમ દિલ્લી છોડી ચાલ્યા બહુ લોકએ શહેરની અંદર ન્હાસ ન્હાસ પડી ચુકી હતી. આ દેખાવ નિહાળી નજીર પણ બેચેન થઇ ગયો અને તરતજ જેમ બન્યુ તેમ એક મ્હોટો રથ અને એક ન્હાની ગાડી લાવી. ઘરમાં બેજ સ્ત્રીઓ હતી જેમા એક નાની તથા એક

પોતાની મા. તેઓને લઇ આગરે જઈ મુકામ કર્યો; કારણ કે દિલ્હીની પછી આગરા જેવુ સંભાળ પૂર્વક શહેર બીજું કોઇપણ હતું નહીં.

**નજીરની આગરામાં થએલી પ્રખ્યાતી.**

નજીર નવા શહેરમાં આવેલો હોવાથી એને સર્વે રીતનો નવો બન્દોબસ્ત કરવો પડ્યો. આગરામા આ સમયે શાએર **મીરતકી**ની શાએરી ઘણીજ વખણાતી હતી. અને આખું શહેર તેઓને માનતું હતુ. નઝીર દિલ્હીથી આવ્યો તો શએર કહેતો આવ્યો. અહીં આગરાની અંદર શાએરો મળી પોત પોતાની ગજલોની સરસાઇ કરવા એકઠા થતા હતા. જ્યાં નજીર પણ જઇને બેસવા લાગ્યો. જ્યારે અહીંનાં રંગ ઢંગથી સારી રીતે જાણીતો થયો ત્યારે તેના હૃદયમાં ઉમગ થયો કે હુ પણ એમાં કંઇક શએરો કહુ. નઝીર પોતેજ પોતાનો ઉસ્તાદ હોવાથી તેણે એક ઘણીજ સારી ગજલ તૈયાર કીધી. આ બાબદ **મીરતકી**ને પણ ખબર પડી જ્યારે મશાએરામા એક પછી એક એમ નઝીરનો નંબર આવ્યો. ત્યારે મીરતકીએ એક મુરબ્બીની મહેરબાનીની રીતે કહ્યુ.

નઝીરે ઉસ્તાદ મીરતકીના શબ્દો સાંભળી બોલવાનુ શરૂ કર્યું.

**નજર પડા એક બુતે પરીવશ નિરાલી સજધજ નઇ અદાકા,**
**જો ઉમ્ર દેખોતો દસ બરસકી પ કહેર આફત ગજબ ખુદાકા.**

એટલે એક નવી સજધજ અને નાજ નખરાની સુંદરી નજરે પડી. જેની ઉમર તો દસ વર્ષની હતી પરતુ તે એક આફત રૂપે હતી.

સર્વે શાએરો વાહવા પોકારી ઉઠયા. ગજલપુરી થતા **મીરતકી**એ બોલાવી પીઠ ઠોકી અને શાબાશી આપી.

આ મશાએરા ( કવિ મંડલી )માંથી નજીરનુ નામ પ્રખ્યાતીમાં આવ્યુ એની બનાવેલી ગજલની જગ્યા જગ્યાએ વાતો થવી શરૂ થઇ ગઇ જેની હજારો નકલો લોકો લખી લઇ ગયા.

એની પ્રખ્યાતી થતાં એના એક સારા ખાનદાનમાં એની ગજલની પ્રખ્યાતી ઉપરથી લગ્ન થઇ ગયા.

**નજીરની વૃદ્ધાવસ્થા.**

નઝીરની ઉમ્મર આસરે સો વર્ષ થવા આવી હતી; પરંતુ તેણે ચસ્મા લીધા ન્હોતા. આ સમયમાં એમની ઉપર લકવો પડયો હતો જેમાંથી સારા થઈ પાંચ વર્ષ જીવતા રહ્યા હતા.

એમને નાસ સુંઘવાની આદત ન હતી તેમજ કોઇ પણ રીતનો નીશો પણ કરતા નહીં. અફીમને પણ હાથ લગાડતા નહીં. ફક્ત હુક્કો પીતા. પાંચે વખતની નમાજ પઢતા રોજાઓ રાખતા કુરાન પઢતા. તસબીર ( માળા ) ક્યારેક હાથમાં લેતા. લકવો પડયા પછીનાં પાંચ વર્ષ ઘરથી બહાર નિકળ્યા નહીં.

ત્યાર પછીનો એમનો મ્હાન સફર એ હતો કે દીવાન ખાના-માંથી ઓટલા ઉપર જતા જ્યાં લીમ અને બોરડીનાં બે ઝાડ હતા જે ઝાડ હાલમાં પણ કાયમ છે અને તેઓ એમની કબર ઉપરજ છાયા કરી રહેલા છે. એ ઝાડોની નીચે નઝીર પથારી કરી બેશતા.

ઘણા ખરા પુરૂષો એમને દરેક વખત ઘેરી રાખતા. નઝીર કોઇપણ મળવા આવતુ તો તેઓ તેને એજ ઝાડોની નીચે મળતા તેઓ એજ બન્ને ઝાડોની નીચે મરણ પામ્યા અને તેજ ઝાડોની નીચે તેમને દફન કરવામાં પણ આવ્યુ.

## નજીરનું મૃત્યુ.

જ્યારે નજીર મરણ પામ્યા ત્યારે હિન્દુ ચેલાઓએ કહ્યું કે હમારી રીત પ્રમાણે તેઓ ઉપર ક્રિયા કરવામાં આવશે જે સાંભળી નઝીરનાં ખાનદાન વાળાઓએ ના કહ્યું. નજીરનાં મરણ પામ્યા પછી હજારો માણસો જેમાં હિન્દુ મુસલમાનો હતા તેઓએ મળી નઝીરની નમાજ પઢાવી. અને તેમની ઉપરની ચાદર હિન્દુઓ લઇ ગયા. જેની ખબર નથી કે તે ચાદરનું તેઓએ શું કર્યું.

મુસલમાનોએ તેની પથ્થરની કબર બનાવી. હિન્દુઓએ સોમવારને દીને તેમનો મેળો કર્યો. જે હાલમા પણ દરસાલ થાય છે. એઓ હીજરીસન ૧૨૪૩ અને ઇ. સ. ૧૮૨૭માં મરણ પામ્યા.

## નઝીર સંતોષી હતો.

નઝીરનો સંતોષ એની ઉપરથી જણાય છે કે ઘણાખરા રાજાઓ તરફથી એને તેડું આવ્યુ. પરંતુ એ ગયો નહીં. એને પહેલાતો લખનઉના નવાબ વજીદઅલી શાહે એક કાસદ ( દૂત ) મોકલી બોલાવ્યો. કાસદની સાથે ત્રણ હજાર રૂપીઆ મોકલાવ્યા હતા. કાસદ જ્યારે એમના મકાન પાસે આવ્યો, ત્યારે નઝીર રસ્તામાં ફરતા હતા. કાસદે એમને પૂછ્યુ કે નઝીરનું મકાન કયાં છે ? તેમણે કહ્યું " સીધા ચાલ્યા જાઓ. બાન્દા નવાબના બાજુમાં એક સાધરણ ઘર છે. જેની આંગણામાં લીમ અને બોરડીના બે ઝાડ છે. તેજ તેઓનું મકાન છે. " કાસદ જ્યારે એમના મકાન ઉપર પહોંચ્યો; ત્યારે દરવાજા ઉપર પહોચીસ દ આપ્યો. અન્દરથી જવાબ મલ્યો કે તે કયાંએ ગયેલા છે. એટલામાં ફરતા ફરતા મીર્ઝા

નઝીર પણ આવી પહોંચ્યા. જ્યારે કાસદને ખબર થઇ કે એઓ પોતેજ નઝીર છે; ત્યારે તેણે કહ્યું કે તમોએ મને ધોકો આપ્યો. પછી ઘણાજ માન સાથે મળી પોતાના બાદશાહનો સદેશો સંભળાવ્યો. નઝીરે કહ્યું હુ મારા માલિકથી પૂછી લઉં. એક રાત્રીની મને રજા મળવી જોઇએ. બીજે દિવસે બીહામણો ચેહેરો બનાવી પહોંચ્યા. કે સાહેબ લ્યો મને તો મારા માલીકે ઘણીજ ધમકીઓ આપી કે માણુસ એક અને બે નોકરી જેથી તમો તમારા રૂપીઆ લઇ લ્યો. અને મને માફ કરો.

ભરતપુરના રાજાએ તેડું મોકલ્યુ ઘણાકોનું કહેવુ છે કે ગયા હતા અને ઘણાકો કહે છે નહીં ગયા. છેવટ એકે જ્યારે ભરતપુર પહોંચ્યા; ત્યારે રાજાએ એમને માટે ઘર અત્યંત સાફસુફ કરાવી ગાલીચાઓ પાથરી દઇ વીસ રૂપીઆ પગાર કરી આપ્યો એઓએ કહ્યુ ગાલીચાઓ ઉઠાવી આપો મને ફક્ત એક સાદડી જોઇએ છે. અને વીસ રૂપીઆ શું કરીશ. મને તો પાંચ રૂપીઆ ઘણા છે.

પરંતુ એ બાબત ખરી લાગતી નથી. પહેલી ઉમરમાંજ તેઓએ ભણાવવાની નોકરી મથુરામાં કીધી હતી એની પછી તેઓ નોકરી માટે બહાર ગયા નહીં.

એક બીજી બાબત એમ છે કે એમના પીતા કે જેમનું નામ મહમ્મદ ફારૂક હતું તેઓ અઝીમ આબાદમાં એક નવાબને ત્યાં નોકર હતા. જ્યારે તેઓ મરણ પામ્યા ત્યારે નવાબે નઝીર ઉપર લખ્યું કે તમારા પિતા ગુજરી ગયા છે, ખુદાની મરજી આગળ કોઈનું કાંઈ ચાલતુ નથી જે માલ તેઓ મુકી ગયા છે તેની ઉપર તાળાંઓ મારવામા આવેલ છે તમો તેના વારસ છો માટે આવી તમારા પિતાનો માલ લઈ જાઓ. નજીરે લખ્યુ "હું મારા બરાબરની કલમનો ચલાવનાર માલને માટે કયાં કયાં રખડતો ફરૂં ? માટે આપ મહેરબાની કરી સર્વે માલ લઈ ત્યાંજ વહેચી આપો."

**નઝીર મનુષ્યોમાં પ્રેમ અને ભ્રાત ભાવ ફેલાવતો હતો.**

નજીર મીત્રો ઉપર પોતાનો જાન પણ અર્પણ કરી દેતા હતા. જે માણુસ સાથ મુલાકાત કરતા તેને ખુલ્લા હૃદયથી મળતા. દોસ્તી તથા મહોબ્બતના હકોની ઘણીજ સભાળ રાખતા. તેમણે કોઈ પણ પુરૂષની સાથે દુશ્મની રાખી હોય એમ માલમ પડતું નથી. તેઓ આનંદી હતા. જે મંડલીમાં હતા ત્યાં એમની વાતોથી લોકો ઘણાજ ખુશી રહેતા. તેઓની આદતોમાં કોઇપણ ખરાબ બાબત જોવામાં ન આવતી. નાનો સરખો માણુસ પણ મીયાં નજીરને સલામ કરતો તો બન્ને હાથથી તેને સલામનો જવાબ આપતા.

એક જગ્યાએ તેઓએ ખુશામદની તારીફ પણ કીધી છે. પરંતુ તેથી એવો વિચાર રાખવાનો નથી કે દરેક મનુષ્યે નિચતાથી ભરેલી ખુશામદ કરવી જોઇએ. તેનો મતલબ તો એટલોજ છે કે કોઈપણ વાત એવી ન કરવી જોઇએ કે જેથી સામેવાળાના અંતઃકરણમાં કોઈ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય. સાધારણ અદબ કે જેથી સામેવાળાનું હૃદય આનંદિત થાય તેમ કરવામાં ફાયદો સમાયલો છે. એમનો હેતુ તો એ છે કે ચાર દિવસ જે પુરૂષને નમી સલામ કરશો તો તે ખુશીમાં આવી તમારૂં દરેક કામ અતિ ઉમંગથી કરી આપવાનો તત્પર રહેશે. સલામ કરવાથી અમને તો કશુ નુકસાન થનારૂં નથી. પરંતુ સમય ઉપર દરેક કામ નિકળી જશે. હાથ જોડીને વાત કરવી જો કે ઘણા ખરા અભિમાની વિચાર વાળાઓને ખરાબ લાગશે; પણ તેની અંદર પણ આપણી કશી દોલત ખરચ થનારી નથી. પરંતુ સાંભળનારા એટલી સરખી વાત ઉપરથી ફુલાઈ જઈ દરેક કાર્ય કરી આપવાને પોતાનુ માન સમજાશે. નઝીર નમૃતા વાળો ઘણો હતો તે આવી રીતની ખુશામદ દરેક સાથે રાખતો હતો તે જેમ કે ઉપર કહેવામાં આવેલ છે તેમ એક સાધારણ જેવા માણુસની સલામનો જવાબ બન્ને હાથથી આપતો તે કોઇ સાધારણ માણુસ સાથે પણ વાત કરતો તો હાથ જોડી જોડી અને અદબ કરીને વાત કરતો. ઘર અને બહાર સર્વે જગ્યાએ તેની નમૃતા તથા અદબની જાળ પથરાયલી હતી.

એના સ્વભાવમાં નમૃતાનો અંસ વધારે હતો કોઇ વાત તેની મરજી વિરૂદ્ધ થાય તોપણ તેને કપાળે કરચળી આવતી નહીં. ઘણા જ થોડા પુરૂષોએ એને ગુસ્સો કરતો જોયો છે. ગરીબ માણુસોની ખબર અંતર દર પળે લેતો. તેમને જોઇ નઝીરનું અંતઃકરણ દુભાતું. કોઇ પણ સવાલ કરનારાને પાછો ફેરવતો નહીં. પોતે ઘણીજ હિમ્મત વાળો હતો જે હિમ્મતની આગળ બાદશાહી ખજાનો પણ કશી વિસાતમાં ન હતો. તેના સ્વભાવમાં લજ્જા ઘણીજ હતી.

તેણે ફકીરોની પથારી ઉપર આસ્થા અને આશ્ચર્યતાએ હિન્દુઓનો પણ એક મ્હોટો મેળો જમાવી રાખ્યો હતો અને એવીજ રીતે જોગીઓ અને સન્યાસીઓનાં સ્થાન ઉપર મુસલમાનો પણ જતા હતા. આ સમયે ઇસલામ અને હિન્દુપણું બન્ને હાથ મેળવવા આગળ વધી રહ્યું હતું. મોલવી અને બ્રાહ્મણોએ પોત પોતાની અંદર સુલેહ કરી લીધી હતી. બ્રહ્મજ્ઞાનની કચેરીમાં ઇશ્વરની એકતાએ આ સુલેહ નામાની ઉપર મહોર કીધી હતી. રામ અને રહીમનો ફરક ઉડી ગયો હતો. પેગમ્બર અને અવતાર એ

એકજ શબ્દ થઈ ગયા હતા. ગુરૂ નાનક અને ભક્ત કબીરદાસની લોક પસંદ સ્કુલોમાં દરેક ધર્મના પુરૂષો વધુને વધુ દાખલ થતા જતા હતા. જેમાંથી ઘણા ખરા તાલીમ મેળવી નીકળી પણ ચુક્યા હતા. નઝીર પણ તેજ તાલીમ લીધેલા પુરૂષોમાં એક હતો. એને હિન્દુ અને મુસલમાન બન્ને કોમ અતિમાનની નજરથી નિહાળી એમને માનતા. બન્ને ધર્મનાં પુરૂષો એને પોતાનો આત્મીક આગેવાન તરીકે પિછાનતા હતા, લોકો કલાકો સુધી એની પાસે બેસી રહેતા હતા.

## નઝીર ચમત્કારી પુરૂષહતો.

એની પ્રવિણુતા માટે નિચે દાખલાઓ આપવામાં આવે છે.

એક દિવસ મીયાં નઝીર બજારમાં ચાલ્યો જતો હતો. જ્યાં એક સરકારી સીપાઈ આવ્યો. અને એમને મજુર જેવો સમઝી પકડી પોતાની પાસેની ગાંસડી એમને માથે ચઢાવી આપી. નઝીરે ગાસડી માથા ઉપર ઉંચકી લીધી અને કશું પણ બોલ્યા નહીં અને ગાંસડી ચુપકી સાથે ઉઠાલી આગળ આગળ ચાલવા લાગ્યા સીપાઇએ જ્યારે મીયાં નઝીર ઉપર નજર કીધી તો એક આશ્ચર્ય કારક બનાવ તેની નજરે પડયો એટલે ગાંસડી માથાથી એક વેંત ઉંચી ઉંચી નઝીર સાથે હવામાં જતીહતી. આ નિહાળતાં સિપાઇનાં હોસ કોસ ઉડી ગયા અને તે પગ ઉપર પડી નઝીર પાસે માફી માંગવા લાગ્યો.

નઝીરનો પુત્ર મીરઝા નવાઝીશ અલીબેગ કહે છે કે જ્યાં સુધી પીતા ઉપર લકવો પડયો ન હતો, ત્યાંસુધી હું ખરાબ આદતોની અંદર પડેલો હતો અને ભણુવાથી જીવ ચોરી બહાનાઓ કાઢતો હતો. જ્યારે તેઓ ઉપર લકવો પડયો જેના લીધે તેઓ ત્રણ દિવસ સુધી બેહોશ રહ્યા. ચોથે દિવસે તેઓને હોશ આવતાં પૂછયું મારી જગ્યાએ કોઇ ભણાવા ગયો હતો ( કારણ કે તેઓ ભણાવવા જતા હતા ) મેં કહ્યું આપની સીવાય ભણાવવા જેટલી વિદ્યા કોઇમાં પણ નથી. અને મેં તો હમણા ગુલસ્તાન પણ પુરી ભણી નથીઅને તેઓતો તુગરએ અબુલ ફઝલનો અભ્યાસ કહે છે. તેમણે કહ્યું કે તમો જાઓ અને જઇ તેમને ભણાવો. હુકમ થતાંજ હું ગયો અને તેઓની દુઆથી કાંઇ એવો માહેર થયો કે કોઇપણ કિતાબ મુશ્કેલ માલમ પડી નહીં.

## નઝીર બીજાને કષ્ટ થવા નહિ દેતો.

બીજી બાબત એમ છે કે એઓ ઘોડા ઉપર સવાર થઇ અર્ચરાના તાજ મહાલ તરફ દરરોજ જતા તેઓની સાથે બયાજ નામે નોકર રહેતો હતો. અગર રસ્તામાં કોઇ જગ્યાએ ઘોડો અડી જતો તો તેને કોડો મારતા નહીં તેમ લગામને પણ ઝટકો આપતા નહીં

જો પોતે ચાલે તો ઠીક નહીંતો તેમનો નોકર અયાજ આવી ઘોડાને આગળ વધારી આપતો.

એ બાબત થવાનું કારણ એ હતું કે એક સમય એવીજ રીતે ચાલતાં ચાલતાં એમના ઘોડાએ અડ કીધી જેને આગળ ચલાવવા કાજે એમણે ચાબક માર્યો. પાછળ કોઈ મુસાફર આવતો હતો તેને આ ચાબક લાગ્યો. નઝીર તરતજ ઘોડા ઉપરથી ઉતરી મુસાફરનાં પગમાં પડી માફી માગવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે આ ચાબક છે મને પણ મારી લ્યો મારાથી ગુન્હો થયો છે. માટે તેનો બદલો મળવોજ જોઇએ એ બાબત જોઈ કોઇના પણ હૃદયમાં ગુસ્સો રહેવા પામતો નથી તેવીજ રીતે ફકીરનો ગુસ્સો પણ જતો રહ્યો પણ નઝીરે ઘણાજ કાલાવાલા કર્યા જેથી તેણે અમસ્થો ચાબક એમના શરીર સાથે અડકાડયો એજ દિવસથી તેઓએ હાથમાં ચાબક રાખવાની પ્રતિજ્ઞા લીધી.

## નઝીરનો શિષ્ય મોજ.

નૃત્યકળામા એક **મોજ** નામનો પુરૂષ ઘણીજ સરસ કાબેલિયત રાખતો હતો જે નઝીર સાથેજ મળતો. તેમજ **મોજ**નો છોકરો **લાહેર** પણ નઝીરનીજ સેવા ચાકરી કર્યા કરતો. **મોજ** નૃત્યકળા ઉપરાંત ગાયન કળામાં પણ પ્રવીણ હતો. તેમજ ગાયનો પણ બનાવતો હતો, જે ગાયનોની અંદર નઝીર સુધારો કરતો હતો, **મોજ**ના ગાયનો એમતો ઘણાજ પ્રખ્યાત છે પરંતુ એક ગાયન કે જે બીલકુલ નઝીરનાં વિચારોનુંજ છે જેમાં નઝીરનાં સુધારાએ એક નવુંજ જીવન ફુકી આપ્યુ છે. તેને નીચે ટાંકવું સારૂં દેખાય છે.

**આસ્તાઈ. બુઢિયા સોચ સોચ મનમેં પશતાઈ.**
**અપના અબકા કીજે ચરખા ભયા પુરાના,**
**ચલતા નહીં ફેર ફેર હું આરી;**
**અંતરા—ડગમગા ત પડી હિલને લગી લાટ માલ લરજત હય ગુડિયા.**
**તિકલ બલ પર્યો ચમરક ટુટ ધમકરા ભયો ભય પંખરીયા ન્યારી,**
**અલોગ આવેઆ ઉગાહી વાલા માંગેગા જરઆ જબ;**
**સુત ન કપાસ નહીં ગુહડીકી આસ.**
**મોજ કહે અબ ઉમ્ર ગંવાઈ યુંહી અપની સારી,**

એટલે ડોસી મનમાં વિચાર લાવી અફસોસ કરવા લાગી કે હવે મારે શું કરવું. કારણ કે આ શરીરનો ચરખો પુરાણો થયો જેને ફેરવતાં ફેરવતાં થાકી ગઇ છું પરંતુ તે હવે ચાલતો નથી. શરીર ડગમગી જઇ હાલવા લાગી ધ્રુજવું શરૂ થઇ ગયું તેમજ

પાતળું સોયા રૂપી થઇ ગયું અને ચરખો ભાંગી ગયો જેના ચક્કરો પણ છુટા પડી ગયા હવે એકાએક મામલતદાર ( કાળ ) આવી જમે માંગશે તો મારી પાસે સુતર કપાસ એમાંનું કશુંએ નથી તેમજ ગોટડીની પણ આશા નથી મોજ કહે છે કે હવે આખી ઉમરતો એમજ આપણે ગમાવી આપી

અર્થાત્ આપણી દેહ તો હવે માટીમા મળવા ઉપર આવી અને ત્મોએ અપુણ્યના કાર્યો તો કશા કયાં નથી ઈશ્વર હિસાબ માગશે તો જવાબ શું આપીશુ.

બીજી રીતે ઉપલી બાબત એવી રીતે લખી છે

**નોચી જો વફાદાર કોઇ પાસ રહી આ.**
**તો રોટી મિલી વર્ને લગી કાતને ચરખા;**
**જબ કુબડી કમર હોગઇ ઔર સર હુવા ગાલા,**
**મુંહ સુખ કે ચમરખ હુવા ઔર તન હુવા તકલા.**
**ફિર રોટીકો ચરખેસે કમા ખાતી હય બુઢિયા,**

એટલે નાયકાની પાસે કોઇ વફાદાર છોકરી આવીને રહી તો તેને આધારે નાયકાને રોટલી કમાવામા મદદ મલી ગઇ અને તેમ ન થયુ તો પછી ચરખો કાંતવા લાગી ગઇ. જ્યારે ચરખો કાતતાં કમ્મર વાંકો વળી મોઢું સુકાઇ ચરખારૂપી થઈ શરીર સોયા જેવુ થયુ તો પછી ચરખાનેજ આધારે રોટલી કમાવી શરૂ કીધી.

નજીરની ઘણીખરી ગજલો એજ **મોજ** ને લીધે વધુ પ્રખ્યાતિમાં આવી કારણ કે એ પોતે પોતાના તરફથી અથવા નઝીરના હુકમથી તેઓની ધુન કાયમ કરી મન હરણ રીતે ગાતો હતો,જેથી તમામ શહેરમાં પ્રખ્યાત પામી જતી હતી.

## નઝીરના શિષ્યો અને તેની કવિતાઓ.

તેઓની ગાદી ઉપર **ગુલઝાર અલી અસીર** જે તેઓનાં છોકરા હતા. **હકીમ મીર કુતબુદ્દીન બાતિન, મીરઝા અસદુલ્લા ગાલિબ,મહારાજ બળવંત સિંહ, રાજા લાલા બુધસેન સાકી, શેખ મદારી જામીર, હકીમ મીર મહમ્મદી જાહિર શેખ નબી બખ્શ આશિક. મુન્શી હુશેન અલીખાન મહવ, બેદાર બખ્શ લહેર, શેખ હુસેન બખ્શ બખ્શી**

**ગુલજારઅલી અસીર**નઝીરના છોકરા હતા જેઓ સને ૧૨૧૬ હિજરીમાં જન્મ્યા અને સને ૧૨૯૫ હીજરીમાં ૮૯ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા એ **ઓ** ઘણાજ પ્રખ્યાત શાએર થઈ ગયા છે. નઝીરના વિચારો કબીર સાથે કેટલા મળતા છે તેનો એક દાખલો, આપવાથી પાઠકોને જણાશે,

ભવહારે હમ પરદેસી લોગ,
આજકે બિછડે કદ જા મિલેંગેરે;
નદિયા નાવ સંજોગ.

નઝીરને જે લખવાનો શોક હતો તેટલો તે પોતાના લખેલા કાવ્યો એકઠા કરવાનો ન્હોતો. વિચાર આવતાજ લખવુ શરૂ કરતો અને લખી રહ્યા બાદ આમ તેમ રખડતુ ફેંકી દેતો. જેને મિત્રો અથવા શિષ્યો ઉંચકી જતા અને પોતાની નોટ બુકમાં ઉતારી લેતા એ બાબતમાં ખતરીઓ પહેલા નંબરે છે, કુલિયાતે નઝીર કરી એક બુક નઝીરના કાવ્યોની છપાઇ છે તે તેઓનીજ નોટ બુકમાંથી છપાવેલી છે, નઝીરના સમયમા કોઈ હિન્દુ ગૃહસ્થ હતા જેમનુ નામ વિલાસરાય હતુ તેના છ પુત્રો હતા હરવક્ષરાય, ગોરવક્ષરાય, મુળચંદરાય તનસુખરાય અને બે પુત્રોનાં નામ યાદ નથી. આ પુત્રો નઝીર પાસે ભણતા હતા, આ ખાનદાનની અંદર નઝીર ને ઘણુંજ માન હતું. નઝીરને માસિક પગાર સીત્તેર રૂપીઆ આપતા નઝીરના બ્રહ્મજ્ઞાની વિચારોએ તેના માનમાં ઔર વધારો કરી આપ્યો હતો, વિલાસરાયને સાના પુરૂષો અને પ્રવીણ પુરૂષ તરીકે માનતા હતા આ નઝીરના શિષ્યોએ પોતાના ઉસ્તાદની કવિતાઓને બહુજ માન સાથ એકઠી કરી; પરતુ સર્વે કવિતાઓ તેઓને મળી શકી નહીં તેમ હાલ મળતી પણ નથી, ઘણાકોને મોઢે યાદ છે; પરંતુ તેઓ લખાવતા નથી ફકીર લોકો ગલી ગલીએ બોલતા ફરે છે એમાનાં કોઇકિજ છપાયલા મળી શકે છે,

નીચલા કાવ્યમાં ચાલીસ વર્ષની કેદ એક ઘણાજ ઉંડા અનુભવને અમારી સમક્ષ રજુ કરે છે. અને ખરેખર જ્યાર સુધી મનુષ્ય એટલી ઉમ્મરે પહોંચતો નથી ત્યા સુધી પાકો સંસારી થતો નથી, દાખલા તરીકે, ઉંદરનાં અચાર (અથાણું) ઉપર કહ્યું છે કેઃ—

અવ્વલતો ચુહે છાંડે હુવે કડકે બડે. હંય,
ઔર સેર સવાસેર કે મેડકભી પડે હંય;
ચખ દેખ મેરે યાર વ્હે અબ કયસે કડે. હંય.
ચાલીસ બરસ ગુજ.રે હં તબ અયસે સડે. હંય,
કયા જો.ર મજે.દાર હય આચાર ચુહોંકા.

એટલે, એકતો છાંટી છાંટીને મોટા શરીરના જાડા ઉંદરો નાંખવામાં આવેલ છે તેમાં વળી શેર સવા શેરનાં દેડકાંઓને પણ નાંખ્યા છે, માટે મ'રા મિત્ર અને ચાખી જો કે કેવા લાગે છે ? કારણ કે જ્યારે એની ઉપર બરાબર ચાલીશ વર્ષ ગયાં ત્યારે એ એટલાં સડવા પામ્યા છે. આ ઉરરોનો ઘણોજ મજેદાર આચાર બનેલો છે.

અર્થાત્, સંસારી બાબતોમાં સારા સારા છટાયલા પુરૂષોએ ભાગ લીધો છે આ બાબતોમાં જ્યારે બરાબર ચાલીસ વર્ષ વીતી જાય છે ત્યારે તે પુરો સંસારી થાય છે માટે તું પણ એ સ્વાદને ચાખ. આ સંસાર ઘણોજ સ્વાદિસ્ટ લાગશે.

નીચલું કાવ્ય આ બાબતનો દાખલો છે કે હરામની અંદર ઘણીજ સુંદરતા છે. જેની તરફ લોકોની પ્રીતિ ઘણીજ છે લુચ્ચાઓ અને દગાખોરોના ઘરમાં સોનું વરસે છે, અને ઈમાનદાર કોડી કોડી માટે તરસે છે. તે એવી રીતે કે

આગે થે કઇ અબતો હમીં એક હંય ચુહે માર,
મુદતસે હમારા હય ઈસ આચારકા બેપાર;
ગલિયોમેં હમેં ઢુંઢતો ફરતે હય ખરીદાર;
બરસે હય પડી કોડી રૂપય પયસેકી બૌછાર.
કયા જોર મજેદાર હય આચાર ચુહેકા,

એટલે. આગળ કેટલાએક હશે પરંતુ હમણા તો અમો એકલાજ ઉંદર માર છઇએ. અમારો આ અચારનો વેપાર ઘણીજ મુદ્દતથી ચાલુ છે. ગલીઓની અંદર ખરીદારોતો અમોને શોધતા ફરે છે. જ્યા કોડી પૈસા રૂપીઆઓનો તો અમારી ઉપર વર્ષાદ વરસે છે આ એટલો બધો સ્વાદિષ્ટ ઉંદરોનો આચાર છે.

જે તરજ ઉપર આ કાવ્ય રચવામા આવ્યુ છે તેને ઇંગ્રેજીમાં આયેર્નિ અને અરબીમા તઅરીઝ કરી કહે છે એમાં જે કાવ્ય કહેવામા આવે છે તેમાં કંઇતો વાતને હંસીમાં ટાળી ઉડાવવામાં આવી છે તો કોઇ જગ્યાએ સર્વે તેની બુરાઇ પોતાને શીરે લઇ લેવામાં આવે છે. જેમ કે-

રોજી તો હમારી યહે ઉનારી હય ખુદાને;
દિનરાત પડે હમકો યહે આચાર બનાને;
ઔર પેટકે ભી વાસ્તે દો પયસે કમાને
લજજતકો નજીર ઇસ્કી જો ખાવે સોહી જાને,
કયા જોર મજેદાર હય આચાર ચુહેકા.

એટલે. હમારી રોજી તો ઈશ્વરે એમાંજ ઉતારી છે જેથી અમો રાત દીવસ એજ અચાર બનાવી વેચી પેટને માટે બે પૈસા પેદા કરીએ છીએ એની લહેજ્જત તો જે ખાય તેજ જાણે આ અચાર ઘણોજ સ્વાદિષ્ટ છે.

અર્થાત્, હરામમાં ઘણીજ લહેજ્જત છે તેને જે કરે છે તેજ જાણે છે અને તેની અંદર પૈસા પણ ઘણા પેદા થાય છે.

એણે વાવાઝોડા ઉપર લખ્યું છે તેનો દાખલો તો પ્રકાશિત છે એટલે લોભ લાલચનાં બળ અને સંસારી લાલચ તથા સ્વાદની

અંદર પવિત્ર પુરૂષોનું હૃદય પહેલાં ડામાડોલ થાય છે; પરંતુ આખરે તેઓ લોભ અને લાલચની ઉપર ફતેહમંદ થઇ જાય છે અને સંતોષની અગાસીમાં પવિત્ર આત્માસાથે મળી જાય છે. એની અંદર શત્રુનું નામ આપેલું છે તેને શેતાન સમજવું જોઇએ, દાખલા તરીકે:—

નજીર આંધીમેં કહેતે હુંયકે અકસર દેવ આતે હુંય,
મીયાં હમકો તો લે જાતી હુંય પરીયાં ઘેર આંધી.મેં

એટલે. નજીર, લોકોને એમ કરી કહે છે કેવા વાવાઝોડાંની અંદર ઘણાખરા દેવ એટલે શેતાનો આવે છે જે મનુષ્યને ખેંચી લઈ જાય છે. પરંતુ અમને તો પરીઓ ઘેરી આવા વાવાઝોડાના તોફાનમાં ઘસડી લઇ જાય છે.

અર્થાત્, લોભ લાલચ અને સંસારી સ્વાદ હૃદયમાં શેતાન ઉશ્કેરણી કરી મનુષ્યને ખેંચે છે એવી રીતે લોકો કહેછે; પરંતુ હવે તો સ્વરૂપવાન સુંદરીઓ હાથ પકડી પકડીને તેની તરફ ખેંચી લઇ જાય છે.

કોરા વાસણની તારીફમાં એણે લખ્યું છે તે ખરૂ નિહાળતા તેની ચીજ માટે લખ્યું છે જેને પાપ પરિતાપની હવા લાગી ન હોય જેની અંદર પાણીનું ટીપું ઇશ્વરી પ્રીતિનો શરાબ છે અને પનીહારી તરીકે પ્રવીણ ગુરૂને યાદકર્યો છે. દાખલા તરીકે:—

ખાકસે જબકે ઇનકો ઘડતે હુંય,
બન્દગીસે રહે અપની બઢતે હુંય,
કારેં પર ફુલ હાર ચઢતે હુંય.
કુરે ગિલમાં દુરૂદ પઢતે હુંય,
તાજગી જીકી ઔર તેરે તનકી;
વાહ કયા બાત કોરે બરતનકી.

એટલે મરોડીથી ઘડી તેની ચાકરી કરતાં વધે છે જ્યારે તે તૈયાર થયો તો પાણી ભરવા માટે લોકો લઇ જાય છે તો તેના ગળામાં ફુલનો હાર પહેરાવે છે જેની પ્રશંસા સારા પુરૂષો કરે છે માટે તારા શરીર અને મનને એવીજ રીતનું કોરૂં રાખ કારણ કોરા વાસણની પ્રશંસા થવી અશકય છે.

નીચલા કાવ્યની ચોથી લાઈન ખુલ્લું બતાવે છે કે એ ફકત કોરા વાસણનીજ પ્રશંસા નથી; પરંતુ ઉદાહરણ આપને મનુષ્યની ઉત્પતિનું કારણ બતાવ્યું છે.

જીસ સુરાહીમેં સર્દ પાની હુય
મોતીકી આબ પાની પાની હુય,

જીન્દગીકી યકી નશાની હય,
દોસ્તો વ્હેભી બાત પાની હય,

કુ. એટલે કુજામાનાં ઠડા પાણી આગળ મોતીનું પાણી રદ છે; કારણ કે જીવનની એજ નિશાની લેખે હોવાથી મિત્રો એમાંથી એજ બાબતની શોધક રો.

ભાંગની પ્રશંસામાં નઝીરે ત્રણ કવિતાઓ લખી છે. જેમાંની દરેક કવિતામાં એક નવોજ રગ નજરે પડે છે. અને સ્વત્રતાની સાથે લુચ્ચાઇ દોંગાઇના શબ્દોની અંદર બ્રહ્મજ્ઞાનની ઝળક પ્રકાશિત થશે. ઉદારણ તરીકે,—

પી આશકોંમેં આકર દો ભંગકે પ્યાલે.
જો એક દમમેં તેરા ઘર ધુમેં છપ્પર હાલે,

એટલે બ્રહ્મજ્ઞાનીઓની મંડળીમાં ઈશ્વરીજ્ઞાનથી મસ્ત થઈ જો. આ દુનિયા જેને તું તારૂં ઘર સમજી બેઠો છે અને જેની અંદર તારી ગફલતે છાવણી નાખી છે તે એ આવી રીતનાં જોવાથી કેટલી ધ્રુજતી નજરે પડશે.

ગર દેખને હંય તઝકો કુછ અયશકે ઝબાકે,
તો ઝાડ અપને પંજે ઔર સરકો ઝળ ઝળાકે;
પી આશકોંમેં આકર દો ભંગકે પ્યાલે.

એટલે—સંસારથી હાથ ખંખેરી નાખી અને બીજી દુનિયાનો વિચાર કર.

બીજી કવીતાની પહેલી લાઇન આવી રીતે છે.

કયું અબસ ડાલે હય બયઠા કાણુમેં ગફલતકા તેલ.

એટસે કાનની અદર ગફલતનો મેલ નાખી કેમ બેઠો છે.

કુંડી ખુતનેકો બજા ઔર દેખ ટુક કુદરતકે ખેલ,
છોડ સબ કામોંકો ગાફિલ ભંગ પી ઔર ડંડપીલ.

અર્થાત્—જે ભુલ ભુલામણી ધાર્મિક કાર્યો તરફથી લોકોની અંદર ફેલામલી છે અને લોકો ધાર્મિક બાબતોને વિચારી બેઠા છે તેઓને કહે છે કે ચક્ષુઓ ઉઘાડી ઈશ્વરી જ્ઞાનના અખાડામાં ઉતરી જો કે કુદરત કેવા કેવા ખેલો તારી સમક્ષ રજુ કરે છે.

ખીજર કે જેઓ માટે નિયત્રા કાવ્યમા કહેલું છે તેઓ ભાંગ પીવાની નસીયત કરે છે તેઓ એક પ્રવીણ ગુરૂ સમાન છે.

કલ મુઝે દરિયા વપે ખ્વાજા ખિદર જો મિલ ગયે,
સબ્જ પયરાહન ગલેમેં હાથમેં આસા લીએ
કમ ખુરાક ઔર નાતવાની કે ગિલે જબ મંય કીયે;
તબતો વોહ મુંહ દેખ મેરા હંસકે યું કહેને લગે.
કુંડી ખુતેકો બજા ઔર દેખ ટુક કુદરતકે ખેલ;
છોડ સબ કામોંકો ગાફિલ ભંગ પી ઔર ડંડપીલ.

એટલે કાલે મને નદી ઉપર ખાજા ખીદર મળ્યા જેઓએ લીલું પેરણુ ગળામાં કફનીરૂપે પહેરેલું હતુ અને હાથમાં લાકડી લીધેલી હતી. જ્યારે મેં તેઓ આગળ કહ્યુ કે મને ખાવાનું રૂચતું નથી. અને શકિત ઘટતી જાય છે તો તેઓએ મારૂં મોઢું જોઈ હંસી કહ્યુ કે કુંડીસાથે ભાગ ઘુંટવાના ડાડાને બજાવી ભાંગ ઘુટી પીવી શરૂ કર. પછી તેને કુદરતના ચમત્કારો નજરે પડશે

આ કાવ્યો ગુહ્યાર્થી છે જેમની મતલબ પણ તેમની સાથે ખુલાસા સાથે આપી દીધી છે જેથી વાચકને સારી પેઠે સમજ પડી જશે.

એની પછીના જેટલા કાવ્યો છે તે સઘળા રંગમાં રંગાયલા છે જેની છેવટ એની ઉપર છે

યેહે વોહ સબ્જી હય જીસે પીતે હય યાં આકે ફકીર.

એટલે એ એવી રીતની સબ્જી છે જેને ફકીરોજ પીએ છે.

ત્રીજા અને છેલ્લા કાવ્યની પહેલી લાઇન આવી રીતની છે.

દુનિયાકે અમીરોંમેં યા કિસકા રહા ડન્કા,

એટલે દુનિયાના પૈસાદાર લોકના વર્ગમાથી અહિ કોનો ડંકો વાગે છે.

પહેલી કવિતા પ્રમ,ણે એ કાવ્યમા પણ શરૂઆતથીજ પ્રેમીઓનું વર્ણન સમાવવામાં આવ્યુ છે.

કુન્ડી કે નકારે પર ખુતેકા લગાડન્કા,
નિત ભંગ પી ઔર આશિક દિનરાત બની ડન્કા

એટલે કુંડીના નગારા ઉપર ભાગ ઘુટવાનાં સોટાથી ડન્કો લગાવ અને નિત્ય ભાંગ પી અને રાત દિવસ ડંકો વગાડ.

નીચલી શએરો એક લીરારૂપી છે.

ઉલ્ફતકે જમરૂદકી યેહે ખેતકી બુટી હય,
પત્તોકી ચમક ઇસકે કિમ્ખાબકી બુટી હય
મુંહ જીસકે લગી ઉસ્સે ફિર કાહેકો છુટી હય;

રહેતાન ટકોરેકી ઇસ બાતપે ટુટી હય.
કુંડી કે નકારેપર ખુત્તેકા લગા ડન્કા,
નિત ભંગપી ઔર આશિક દિનરાત બજા ડન્કા

એટલે. પ્રેમી હીરાનાં ખેતર એ એજ છે જેનાં પાતરાઓની ચમક કિમખાબ ઉપર પાડેલી વેલ રૂપી છે. જેને મોઢે લાગી તેનાથી છુટતી નથી. આ ટકોરાની તાન એ વાત ઉપર આવી ટુટે છે કે કુંડી અંદર સોટી ઠોકી ભાંગ તૈયાર કરી પ્રેમી ભાંગ પી અને રાતદિવસ ડંકા વગાડ.

સાધુની મસ્તીનો દેખાવ નીચલા કાવ્યથી જણાશે.

હંય મસ્ત વહી પુરે જો કુંડીકે અન્દર હંય;
દિલ ઉનકે બડે દરિયા જી ઉન્કે સમન્દર હંય
બયઠે હય સનમ બુતહો ઔર ઝુમતે મન્દર હંય,
કહેતે હય યહી હંસ હંસ આશક જો કલન્દર હય;
કુંડીકે નકારે ’ર ખુતકેકા લગા ડન્કા.
નિત ભંગ પી ઔર આશિક દિનરાત બજા ડન્કા

એટલે—જેઓ કુડીની અદર ડુબેલા છે એટલે જેઓ ભાંગ પીવાથીજ કાર્ય રાખે છે તેઓજ પૂરા મસ્ત છે તેઓના હૃદય મ્હોટી નદી અથવા સમુદ્રરૂપી છે તેઓનાં મનમાંનો તેઓનો વ્હાલો મુર્તિ બની આગળજ બેઠેલો છે અને ઉપરતુ મદિર ડોલે છે જેઓ દિવાના પ્રેમીઓ છે તેઓ હંસી હંસીને એજ કહે છે કે બધું છોડી ભાગ પી અને તારો ડંકો વગાડ.

પ્રિયવાંચક ! આ પ્રમાણે નજીરની કવિતાઓ ઘણીજ ઉપદેશ ભરેલી છે તેની કવિતાની ખરી ખુબીને તેજ સમજી શકે તેમ છે કે જે તેનો પ્રેમપૂર્વક અભ્યાસ કરે છે

નજીરના જીવનચરિત્રની બીજી પણ કેટલીક આશ્ચર્યમય ઘટનાઓ અને તેની કવિતાની ખુબીઓ સમજવા સમજાવવા યોગ્ય છે. પરંતુ તેના જીવનને લગતું સપૂર્ણ સાહિત્ય તરત નહિ મળવા ને લીધે આ સંક્ષિપ્ત વૃત્તાન્ત પૂર્ણ કરૂં છુ; મને આશા છે કે વાચકો આ ચરિત્ર તથા તેમની કવિતાઓને પ્રેમપૂર્વક વાચી વિચારી બનતો લાભ ઉઠાવશે જો એમ થશે તો હું મ્હારો પરિશ્રમ પૂર્ણ થયેલો સમજીશ.

# નઝીર.

## ૧.

## ખુદાકી બાતેં—ઈશ્વરી લીલા.

જહાંમેં કયા કયા ખ઼િરદકે અપને હરેક બજાતા હય શાદિયાને,
કોઇ ,હકીમ ઔર કોઇ મહંદિસ કોઇ હો પંડિત કથા બખાને;
કોઇ હય ,આકિલ કોઈ હય ફ઼ાજ઼િલ કોઇ નુજૂમી લગા કહાને,
જો ચાહે કોઇ યહ ભેદ ખોલે યહ સબ હંય ,હીલે યહ સબ બહાને;
પડે ભટકતે હંય લાખો દાના કરોડૂં પંડિત હ઼જારો સિયાને,
જો ખુબ દેખા તો યાર આખ઼િર ખુ઼દાકી બાતેં ખુ઼દાહી જાને. ૧

૧. દુનિયામાં દરેક પુરૂષ પોત પોતાની સમઝના કેવા કેવા ડંકાઓ વગાડે છે; જેમા ફિલસુફ (તત્વજ્ઞાનીઓ) મહાન્ વિદ્યા વિલાસીઓ અને પંડિતો પોતાનીજ કથા વખાણે છે. કોઇ તો સમઝદાર, કોઇ જ્ઞાની અને કોઇ ભવિષ્ય ભાખનાર કહેવડાવવા લાગી જાય છે; પરતું જ્યારે ઇશ્વરી બાબત ઉપર આવેછે તો એ સર્વે, બહાનાઓજ કાઢવા લાગી જાય છે. લાખો સમજદારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ એ વિષયોની ખોળમાં ભટકતા ફરે છે; પરંતુ છેવટ તો એજ જોવામાં આવેછે કે ઇશ્વરની વાતો ઈશ્વરજ જાણેછે.

હવાકે ઉપર યહ આસમાંકા જો ચોબા ,ખયમા જો તન રહા હય,
ન ઇસકી મેખેં ન હંય તનાબેં ન ઇસકી ચોબેં અધર ખડ઼ા હય;
ઇધર હય ચાંદ ઔર ઉધર હય સૂરજ ઇધર સિતારા ઉધર હવા હય,
કીસીકો મુતલક ,ખબર નહીં હય કે કબ બનાહય ઔર કાહેકા હય;
પડે ભટકતે હંય લાખો દાના કરોડૂં પંડિત હજ઼ારોં સિયાને,
ખુ઼બ દેખા તો યાર આખ઼િર ,ખુદાકી બાતેં ખુ઼દાહી જાને. ૨

૨. હવા ઉપર આકાશનો થાંભલાં શીવાયનો તંબુ જે ઉભેલો છે;

જે ખીલા રસ્સી અને લાકડાંઓ શીવાય અધર છે.અને તેની અંદર આ તરફ ચંદ્રમાં અને તે તરફ સૂર્ય આ બાજુ તારાઓ અને તે બાજુ હવા છે. એવી કોઇને પણ ખબર નથી કે એ ક્યારે બનાવ્યો છે. તેમજ શાનો છે. એની શોધમાં લાખો સમઝદારો કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ ભટકતા ફરેછે; પરંતુ છેવટે એજ કહી ઉઠેછે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

ફલક જો કહેનેકો દૂર હયગા જ.મીંકા અબ યેહે જો બિસ્તરા હય,
બડે. હંય લાખોં પહાડ. જિસ્પર ફલકસે સર જિન્કા જા લગા હય;
હ.જારોં હિકમતકા એક બિછોના યેહે પાની ઉપર જો બિછ રહાહય,
બહોત .હકીમોંને ખ.ાક છાની કોઈ ન સમઝા યેહે ભેદ કયા હય;
પડે. ભટકતે હંય લાખો દાના કરોડે.ાં પંડિત હ.જારોં સિયાને,
જો ખુ.બ દેખા તો યાર આ.ખિર .ખુદાકી બાતેં ખુ.દાહી જાને. ૩

૩. આકાશ તો કહેવામાં દૂર છે, પરંતુ આ પ્રથ્વિના પડનેજ લ્યો; કે જેની ઉપર લાખો પર્વતો એવીરીતે ઉભેલા છે કે જેઓની ટોચ આકાશ સાથે જઇ લાગી છે. અને આ ઘણી હુસીયારીથી પાથરવામાં આવેલ બિસ્તરો એટલે પ્રથ્વી કે જે પાણીની ઉપર પથરાઇ રહેલ છે જેની હજારો તત્વજ્ઞાનીઓએ શોધ કીધી પણ એનો ભેદ કોઇ પણ જાણી શકયો નહીં. અને એજ શોધમાં લાખો સમજદારોં કરોડો પંડિતો અને હજારો શ્યાણાઓ માથું મારેછે; પરંતુ છેવટે થાકી એજ કહેછે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

જ.મીંસે લેકર જો આસમાં તક ભરી હંય લાખોં તર.હકી .ખલક.ત,
કહીં હય હાથી કહીં હય ચિંવટી કહીં હય રાઇ કહીં હય પરબત;
યેહે જીતને જલ્વે દિખા રહીહય, ખુ.દાકી સનઅ.ત ખુ.દાકી હિરફત,
જો ચાહે ખોલે યેહે ભેદ ઉસ્કે કીસીકો ઇતની નહીં હય કુ.દરત;
પડે. ભટકતે હંય લાખો દાના કરોડે.ાં પંડિત હજા.રોં સ્યાને,
જો ખુબ દેખા તો યાર આ.ખિર .ખુદાકી બાતેં ખુ.દાહી જાને. ૪

૪-જમીનથી લઇ આકાશ સુધી લાખો પ્રકારની ઇશ્વરની ઉત્પન્નકરેલી વસ્તુઓ ભરેલી છે. જેમાં ક્યાંએ તો હાથી, ક્યાંએ કીડી,

ક્યાંએ રાઇ અને કોઇ સ્થળે પર્વતો છે. તેમજ આ જે ભિન્ન ભિન્ન પ્રકારના રંગો ઇશ્વરી લીલા અને તેની શક્તિ બતાવી રહેલાં છે તેનો ભેદ ખોલવા ઇચ્છે તો તેની શક્તિ મંદપડી જાયછે. જેથી લાખો સમજદારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ ભટકતા ફરેછે;પરંતુ પરિણામે તો તેઓને એજ કબુલ કરવું પડેછે કે ઇશ્વરની વાતો ઇશ્વરજ જાણે છે.

કોઈ હય હંસતા કોઇ હય રોતા કહીંહય શાદી કહીં ગ.મી હય,
કહીં તર.ક્કી કહીં તનજ્જુબ કહીં ગુમાં ઔર કહીં યકીં હય;
કોઇ પડ.ા હય જ.મીંકે ઉપર કોઇ ખુ.શીસે ફુલકનશીં હય;
મ્હેભેદ અપના વોહ આપ જાને કીસીકો હરગિજ. .ખબર નહીંહય;
પડે. ભટકતે હંય લાખો દાના કરોડ.ં પંડિત હ.જારો સ્યાને,
જો ખુ.બ દેખા તો યાર આ.ખિર ખુ.દાકી બાતેં ખુ.દાહી જાને. ૫

૫ કોઇ હસે છે તો કોઇ રડેછે, અને કોઇ સ્થળે આનંદ તો કોઇ જગ્યાએ ઔદાસિન્યતા પ્રસરેલ છે. કોઇ જગ્યાએ ઉન્નતિ તો કોઇ જગ્યાએ અવનતિ અને કોઇ ઠેકાણે સદેહ તો કોઇ સ્થળે નિશ્ચિન્તપણુ છે. કોઇ તો જમીન ઉપર પડેલ છે. તો કોઇ આનંદમાં આકાશ ઉપર જઇ બેઠેલ છે. જેમા પોતેજ પોતાનો ભેદ સમજે છે .બીજા કોઇને કશી પણ ખબર પડતી નથી અને એની શોધમાં લાખો સમજદારો, કરોડો પડિતો અને હજારો સ્યાણાઓ ભટકે છે; પરંતુ ભેદ ન મળવાથી છેવટે એજ કહી ઉઠે છે કે ઇશ્વર જ પોતે પોતાની વાતો સમજી શકે છે,

.અજબતરહ.કી વોહરંગી ચોસર .ગરજ. બિછાઇહય અબ ખુદાને,
કોઇહય કુટકલ કીસીકા જુગહય ભરેહંય નરદેંભી .ખાનેખાને;
જો પાસા ફેંકે બના બડાકર ઔર દાવ કિતને હંય દિલમેં ઠાને,
જો ચાહતાં હો અઠારા આવેં તો ઉસ્કો પડ.તે હંય તીન કાને;
પડે. ભટકતે હંય લાખો દાના કરોડ.ં પંડિત હ.જારો સ્યાને,
જો ખુ.બ દેખા તો યાર આ.ખિર ખુ.દાકી બાતેં ખુદાહી જાને. ૬

૬. ઇશ્વરે એક આશ્ચર્યકારક રંગોની ચોસર પાથરેલી છે. જેમાં કોઇ કુટકળ તો કોઇનો જોગ છે અને ખાનાખાનાઓમાં

નયી પણ ગોઠવી દેવામાં આવે છે. જેને માટે હ્રદયમાં હજારો પ્રકારના દાવો ગોઠવી પાસાઓ નાંખવામાં આવે છે. અંત:કરણ તો ઇચ્છે છે કે અઢાર આવે, પરંતુ ત્યાં તો ત્રણ ખાલીજ પડે છે. માટેજ લાખો સમજદારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ એ વિષયની શોધમાં ભટકતા ફરે છે; પરંતુ અંતે તો એજ શ્રેષ્ટ વાત જોવામાં આવે છે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

**.અજબયહે શતરંજકાસા નક.શા બિછાહય દિન ઔર રાત ઈસિજા,**
**જો ઘાત ચાહે કરે કીસીકો ન આએ બુઈ ઉસ્કો હાથ ઇસજા;**
**હ.જારોં મનસુબે બાંધે દિલમેં બનાવે ચાલોંકી ઘાત ઇસજા;**
**નહીં હય એક ચાર ચૌક ક.ાયમ સભોંકી બાજીહય માત ઈસિજા;**
**પડે. ભટકતે હંય લાખો દાના કરોડે.ાં પડિત હ.જારો સ્યાને,**
**જો ખુ.બ દેખા તો યાર આ.ખિર .ખુદાકી બાતેં ખુદાહી જાને. ૭**

૭. રાત અને દિવસમાં એક આશ્ચર્યકારક શેતરંજ નો નકશો પથરાઇ રહેલ છે. જેમા સામે વાળાને હરાવવા માટે દાવ હાથ લાગતો નથી અને હજારો પ્રકારના મનસુબાઓ કરી વિવિધ પ્રકારની બાજીઓ રચવામાં આવે છે તેમાં ચાર ચોક કાયમ રહેતા નથી અને સર્વેની બાજી હાર ખાય છે. જેની તપાસમાં લાખો સમજદારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ ભટકતા ફરે છે. પરંતુ ખરૂં તો એજ જોવામાં આવે છે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણેછે.

**.અજબ તરહ.કે વરક. બને હંય કોઈ મુકદ્દર કોઇ સફા હય,**
**કીસીકે સરપર હય તાજે શાહી કીસીકો સમશીરે પુરજફા હય,**
**કોઇ અમીર ઔર કોઇ વજીર હય કોઇ ફકીરીમેં દિલ .ખફા હય,**
**સભોંકો ઇસજા .ખયાલ આયા યહે હ.ક.કી કુ.દરતકા ગંજીફા હય;**
**પડે. ભટકતે હંય લાખો દાના કરોડે.ાં પંડિત હ.જારોં સ્યાને,**
**જો ખુ.બ દેખા તો યાર આ.ખિર ખુ.દાકી બાતેં ખુદાહી જાને. ૮**

૮. આ દરેક ચીજના આશ્ચર્ય યુકત પડો બનાવવામાં આવેલ છે જેમાં કોઇ તો મેલો અને કોઇ સાફ છે. તેમજ કોઇના શીરે શહેનશાહી છત્ર છે. તો કોઇનાં માથે ક્રોધની તરવાર લટકે છે. કોઇ રાજા, કોઇ પ્રધાન

તો કોઇ નિરધનાવસ્થામાં હૃદયથી દુઃખી છે. જે ઉપર વિચાર ચલાવી સર્વે એજ કહી ઉઠયા છે, કે એતો ઇશ્વરી લીલાનીજ ચૌસર છે. જેની તપાસમાં લાખો સમઝદારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ ભટકતા ફરેછે. પરંતુ છેવટ તો એજ કબુલવુ પડેછે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

કહેકૌન જાને કે કલ કીયા કયા ઔર આજ માલિક વોહ કયા કરેગા,
કીસે બિગાડે કિસે સંવારે કિસે લુંટાવે કિસે ભરેગા;
કિસીકે ઘર કૌન હોવે પયદા કિસીકે ઘર કૌનસા મરેગા,
કિસીકો હરગિજ..ખબરનહીંહયકે કયા કીયા હય ઔર કયા કરેગા;
પડે. ભટકતે હય લાખો દાના કરોડ.ાં પંડિત હજારોં સ્યાને,
જો ખુ.બ દેખા તો યાર આખિર ખુ.દાકી બાતેં ખુદાહી જાને. ૯

૯ એ તો કોઇ પણ જાણી શકતું નથી કે ઇશ્વરે કાલે શું કર્યું અને આજે શું આરંભશે? તેમજ કોને ખરાબ કરશે અને કોને સુધારાની શીખરે ચઢાવશે અને કોને ખાલી કરી કોને ભરશે કોઇને ઘરે કોણ પેદા થશે અને કોને ત્યાં કોણ મરશે. તેમજ કોઇને એ વિગતની ખબર નથી કે શું કર્યું; અને શું કરશે જેની શોધમા લાખો સમઝદારો. કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ દિવાના થઇ માથું ફોડતા ભટકે છે; પરંતુ અંત તો એજ કબુલ કરવુ પડે છે કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

અજબ તરહકા કહેહ.ાલ હયગા કમન્દ કહિયે વયા કમન્દા,
ન છુટે ચિંવટી ન છુટે હાથી ન કોઇ વહ.શી કોઇ પરિન્દા;
સબોંકી ગરદન ફંસી હય ઇસમેં કીસીકો ટુટા ન એક ફંદા
નઝ.ીર ઇતની મજાલ કિસકી કહાં ખુ.દા ઔર કહાં હય બંદા;
પડે. ભટકતે હંય લાખો દાના કરોડ.ાં પંડિત હ.જારો સ્યાને,
જો ખુ.બ દેખા તો યાર આખિર ખુદાકી બાતેં ખુ.દાહી જાને. ૧૦

૧૦. આ એક આશ્ચર્યકારક સ્થિતિ છે જેને દાવમાં લેવની દોરડી કહો અથવા ફાંસો કહો કે જેનાથી કીડી હાથી ગાંડો અથવા પક્ષી કોઇ પણ છુટકારો મેળવી શકતો નથી. જેની અંદર સર્વેની ગર-

ફન ફસાએલી છે અને તેમાંથી એકનો પણ ફાંદો  છુટેલો નથી. ઉસ્તાદ નજીર કહે છે કે એટલું સામર્થ્ય કોનું છે કે એ ભેદોમાં હાથ નાખે ક્યાં ઇશ્વર અને ક્યાં તેનો એક દાસ એ વિષયજીની શોધમાં લાખો સમજ દારો, કરોડો પંડિતો અને હજારો સ્યાણાઓ ભટકી ભટકી ને થાકી ગયા અને અંતે તો એજ શ્રેષ્ટ જણાયું કે ઇશ્વરની વાતો ઇશ્વર જ જાણે છે.

---

૨.

## કીર્તિ અને તંદુરસ્તી

હુંય મર્દ અબ વહી કે જીન્હોંકા હુય ફન દુરસ્ત,
હુ.રમત ઉન્હીકે વાસ્તે જીનકા ચલન દુરસ્ત;
રહેતા નહીં કિસીકા સદા માલ ધન દુરસ્ત,
દોલત રહી કિસીકી ન બાગો ચમન દુરસ્ત;
જીતને સખુ.ન હુંય સબમેં યહી હુય સખુ.ન દુરસ્ત.
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૧

૧. દુનિયામાં તેઓજ પક્કા મરદ કહેવાય છે જેઓને હુન્નર હોય અને તેઓ માટે જગાતની દ્રષ્ટિ ઉંચી થાય છે કે જેઓની ચાલ ચલગત શ્રેષ્ઠ હોય, પૈસો અને ટકો હમેશાં એકજ સ્થિતિમાં રહેવા પામતો નથી તેમજ દોલત, બંગલા, વાડીઓમાંનું કશુંએ એકજ હાલતમાં રહેતુ નથી, જેથી એ શબ્દો શ્રેષ્ટ દેખાય છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

દુનિયામેં અબ ઉન્હીકે તઇ કહિયે પાદશાહ,
જીનકે બદન દુરસ્ત હુંય દિનરાત સાલો માહ;
જીસ પાસ તંદુરસ્તીઓ હુ.રમતકી હો સિપાહ,
અયસી ફિર ઔર કૌનસી દોલત હુય વાહ વાહ;
જીતને સખુ.ન હુંય સબમેં યહી હુય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત.

૨. દુનિયામાં તેઓને ખરા રાજા કહીશું કે જેઓ દિવસ રાત્રી માસ અને વર્ષો એકજ રીતથી તંદુરસ્તીથી ગાળે અને જેઓ પાસે કીર્તિ અને તંદુરસ્તી રૂપી મહાન્ લશ્કર હોય કે જેના જેવી બીજી કોઇ પણુ દોલત નથી અને એજ વિચારથી સર્વે શબ્દોમાં એજ શબ્દ શ્રેષ્ટ ગણી શકાશે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

ગો ઘરમેં અપને રાતો દિન હ.શમત પનાહી હય,
બિન તંદુ.રસ્તી સબ વોહ .ખરાબી તબાહી હય;
મ્હે તંદુરસ્તી યારો બડી બાદશાહી હય;
સચ પુછિયે તો .અપન મ્હે ફ્જલે ઇલાહી હય,
જીતને સખુન હંય સબમેં યહી હય સ.ખુન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૩

૩. જો કે પોતાના ઘરની અંદર રાત અને દિવસ માન અને આબરૂ છે, પરંતુ તે તદુરસ્તી શિવાય ખરાબી અને નાશનુંજ કારણુ છે. કેમ કે તંદુરસ્તી એ એક મ્હોટી બાદશાહી છે. અને ઇશ્વરી ઉપકારજ છે. માટેજ દુનિયામાં જેટલા શબ્દો છે. તેમાં એજ શબ્દ શ્રેષ્ટ દેખાય છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

ગર દોલતોંસે ઉસ્કા ભરા હય તમામ ઘર,
બીમાર હય તો .ખાકસે બદતર હય સબ વોહ જ.ર;
હો તંદુરસ્ત ગર્ચે યે મુફ્લિસ હય સરબસર,
ફિર ન કીસીકા .ખૌફ ન હરગિજ. કિસીકા ડર;
જીતને સખુન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે આર તંદુરસ્ત. ૪

૪. જોકે પૈસા ટકાથી તો તેનું ઘર ભરાઇ ગયેલ છે; પરંતુ તે પોતે બીમારછે તો તે પૈસો તેને માટી બરાબર છે. અને જો કોઇ નિર્ધન છે અને તે તંદુરસ્તી ભોગવે છે તો તેને કોઇ પણુ ચીજનો ભય નથી માટે સર્વે શબ્દોની અંદર એ શબ્દ અત્યંત શ્રેષ્ટતા ભોગવે છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

.આજિજ. હો યા ફકી.ર હો પર તંદુરસ્ત હો,
બે જ.ર હો યા અમીર હો પર તંદુરસ્ત હો;
કૈ.યદી હો યા અસીર હો પર તંદુરસ્ત હો,
મુફ્‌લિસ હો યા ફકી.ર હો પર તંદુરસ્ત હો;
જીતને સખુન હંય સબમે યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૫

૫. લાચાર, ભિખારી, નિર્ધન, પૈસાદાર, કેદી, કંગાલ અને સાધુ હોય, પરંતુ તે તંદુરસ્તી ભોગવતો હોય તોજ સુખી છે. કારણ કે જેટલા શબ્દો છે તેટલામાં એજ શબ્દો સારા નજરે પડે છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

ઇસમેં તમામ .ખત્મ હંય .આલમકી ખુબિયાં,
હો તંદુરસ્તી ઔર મિલે હુ.રમતસે આબો નાં;
.કિશમતસે જબ ય્હે દોનો મયસ્સર હો ફિર તેવાં,
ફિર અયસી ઔર કૈનસી દોલત હય મેરી જાં;
જીતને સખુન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૬

૬. દુનિયામાં હર એક વસ્તુની ત્યાં અવધિ આવી રહે છે કે જ્યા મનુષ્ય તંદુરસ્ત હોય અને તે આબરૂથી ખાવા પીવાનુ મેળવતો હોય. જ્યારે તેના મહાભાગ્યે એવી ચીજો મળી તો એનાથી શ્રેષ્ઠ ચીજ મારા વ્હાલાઓ કોઇ પણ જોવામા આવનાર નથી; કારણ કે જેટલા શબ્દો છે તેઓમાંથી એજ શબ્દ શ્રેષ્ટ દેખાય છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

પરવા નહીં અગરચે લિખા યા પઢ.ા ન હો,
મહે.તાજ હ.ક. સિવા ય્હે કિસી ઔરકા ન હો;
હુ.સ્નો જમાલો ઇ.લ્મો હુનરકો મિલા ન હો,
એક તંદુરસ્તી ચાહિયે કુછ હોવે યા ન હો;
જીતને સખુ.ન હય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૭

૭. કોઇ પણ માણુસ અજ્ઞાની હોય તો તેની પરવા નથી પરંતુ ઇશ્વરના ઉપકારો શીવાય કોઇનો પણ ઉપકારી ન હોય વિદ્યા અને હુન્નરની શ્રેષ્ટતાથી અંજાણુ હોય તો ઠીક, પરંતુ તે તંદુરસ્ત હોય કારણુ કે એ બાબતો તંદુરસ્તી શીવાય નકામી છે અને તેથી સર્વે શબ્દોમાં એજ શબ્દ શ્રેષ્ટ દેખાય છે કે ઇશ્વર કીર્તિ અને તંદુ-રસ્તીથી રાખે.

બીમાર ગર્ચે લાખ તરહસે હો બાદશાહ,
તો ઉસ્કો જાનિયે ય્હે ગદાસેભી હય તબાહ;
હમ તો ઉસીકો શાહ કહેં ઔર જહાંપનાહ,
જબ જીસ્કા તન દુરસ્ત હો હુ.રમતસે હો નિબાહ;
જીતને સખુ.ન હય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત.
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૮

૮. બાદશાહ હોય અને તે મંદવાડ ભોગવતો હોય તો તેને ભિખારી કરતાં પણ વધુ કંગાલ સમજવો જોઇયે. અમો તો તેનેજ શ્રીમન્ત અને રાજાધિરાજ કહીશું કે જેનું શરીર સારૂ હોય અને તે આબરૂથી જીવન ગાળતો હોય; કારણુ કે સર્વે શબ્દોમાં એજ શબ્દ શ્રેષ્ઠતા ભોગવે છે કે ઇશ્વર કીર્તિ અને તન્દુરસ્તીથી રાખે.

હો ગર્ચે લાખ દૌલતેં બીમારકે કને,
ઔર ન્યામતોંકે ઢેર લગે હોં બને ઠને;
બહેતર હંય મુફ્લિસીકે ચીયાં ચાબને ચને,
જો તંદુરસ્ત હય વહી દુલ્હા હંય ઔર બને;
જીતને સખુ.ન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૯

૯. માણુસની પાસે લાખો રૂપીયા હોય તેમજ તેની આગળ સુંદર વસ્તુઓના ઢગલાઓ લાગી ગયેલા હોય તો તે નકામાંજ છે. કારણુ કે જેઓ તન્દુરસ્ત હોય છે તેઓજ એક વરરાજા રૂપી હોય છે. જો તેઓ ચણાઓ ફાકી ને પણ દિવસ કાઢતા હોય અને તેથીજ જેટલા શબ્દો છે તેટલામાંથી એજ શબ્દો શ્રેષ્ઠ નજરે આવે છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

જબ તંદુરસ્તચોંકી રહેં દિલપેં બસ્તિયાં,
ફિર સો તરહ.કે .અયશ હુંય ઔર મય પરસ્તિયાં;
ખાનેકો ન્યામતેં હોં વ યા ફાકા મસ્તિયાં,
સબ .અયશ ઔર મજે. હુંય જો હો તંદુરસ્તીયાં;
જીતને સખુ.ન હુંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૧૦

૧૦. જ્યારે તંદુરસ્તીઓની હ્રદયોમાં વસ્તીઓ રહે ત્યારે હજારો રીતની આરામ અને અશાએશ તેમજ સરાબનોશી નજરે આવે છે. જો ખાવાને સારી ચીજો હોય અથવા ભુખથી દિવસ કપાતા હોય, પરતુ જ્યારે તંદુરસ્તી હશે તો એ સર્વે એક એશ સમાન લાગશે કારણુ કે જેટલા શબ્દો છે તેટલામાથી એજ શબ્દો ટાંકી લેવા યોગ્ય છે કે ઇશ્વિર કીર્તિ અને તદુરસ્તીથી રાખે.

ચાહા જો દિલ નશેકો તો ફોરન મંગા લિયા,
મહબુબ દિલબરોંકો ગલેસે લગા લિયા;
આયા જો .અયશ દિલમેં ખુ.શીસે ઉ.ડા લિયા;
જો મિલ ગયા સો પી લીયા ચાહા સો ખા લિયા;
જીતને સખુ.ન હુંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત ૧૧

૧૧. જ્યારે અંતઃકરણુ નશો કરવા ચાહે ત્યારે તરતજ મંગાવી લીધો. તેજ પ્રમાણે ખુબસુરત સુંદરીને ગળે પણુ લગાડી લીધી. તેમજ હ્રદયમાં આરામની ઇચ્છા કરી તો તરતજ ભોગવી લીધું. જે મળ્યુ તે પી લીધું અને અંતઃકરણે ઇચ્છિયુ તે ખાઈ લીધું. કારણુ કે સર્વે શબ્દોમા એજ શબ્દો શ્રેષ્ટ જોવામાં આવે છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

આયા જો દિલમે સૈરે ચમનકો ચલે ગએ,
બા.જાર ચૌક સૈરે તમાશેમેં ખુ.શ હુવે;
બયઠે ઉઠે ખુ.શીસે હરએક જા ચલે ફિરે,
જાગે મજે.મેં રાતકો યા ખુ.શ હો સો રહે;

જીતને સખુ.ન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૧૨

૧૨. હ્રદયમાં સંકલ્પ થયો તો બગીચાની સહેલ કરવા નિકળી ગયા, અથવા બજાર, ચોક યા ખેલ તમાશો જોઈ મનરંજન કરી લીધું. યા તો હંશી ખુશીથી આમતેમ ફર્યા હર્યા બેઠયા ઉઠયા અથવા રાત્રી આનંદમાં જાગરણથી કાઢી યા મીઠી ઉંઘમાં પડી સુઈ રહ્યા, કારણ કે જેટલા શબ્દો છે તેટલામાંથી એજ શબ્દો શ્રેષ્ટ છે કે ઈશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

કુ.દરતસે ય્હે જો તનકી બની હય હરએક કલ,
જબ તક ય્હે કલ બની હય તભી તક પડે હય કલ;
ગર હો ખુ.દા ન .ખ્વાસ્તા એક કલભી ચલ બચલ,
ફિર ન ખુ.શી ન .અયચ ન કુચ્છ જી.ન્દગીકા ફલ;
જીતને સખુ.ન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૧૩

૧૩. કુદરતે જે આ શરીરની દરેક કલ બનાવેલી છે, તે જ્યાં સુધી બરાબર છે; ત્યાં સુધી જ આરામ છે. જ્યારે તેમાંથી ઈશ્વર ન કરે ને કોઇ કળ ઢીલી પડી ગઈ તો પછી આનંદ-એશ-આરામ અને જીવનનું ફળ સર્વે નકામું થઈ પડે છે અને તેથીજ સર્વે શબ્દોમાં એ શબ્દો શ્રેષ્ટતા ભોગવે છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તી આપે.

અદના હો યા ગરીબ તવંગર હો યા ફકી.ર,
યા બાદશાહ શહેરકા યા મુલ્કકા વજી.ર;
હય સબકો તંદુરસ્તીઓ કુ.રમતહી દીલપજી.ર,
જો તુને અબ કહા સો યહી સચ હય અય નઝીર;
જીતને સખુ.ન હંય સબમેં યહી હય સખુ.ન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત. ૧૪

૧૪. ગરીબ, શ્રીમંત, ભિખારી, રાજા કે મંત્રી હોય એ સર્વેને કીર્તિ અને તંદુરસ્તી જ શ્રેષ્ઠ લાગે છે. માટે જ ઉસ્તાદ નજીર જે કહે છે તેજ ખરૂ છે કે જેટલા શબ્દો છે. તેમાંથી એજ શબ્દો ખરા અને સારા છે કે ઇશ્વર કીર્તિ અને તંદુરસ્તીથી રાખે.

૩.

## કલયુગ.

દુનિયા .અજબ બા.જાર હય કુછ જીન્સ ચાંકી સાથ લે,
નેકીકા બદલા નેક હય બદસે બદીકી બાત લે;
મેવા ખિલા મેવા મિલે ફળ પુલ દે ફલ પાત લે,
આરામ દે આરામ લે દુઃખ દર્દ દે આફાત લે;
કલજુગ નહીં કરજુગ હય યહે યાં દિનકો દે ઔર રાત લે,
કયા ખુ.બ સૌદા નક.દ હય ઇસ હાથ દે ઈસ હાથ લે. ૧

૧. દુનિયા એક વિચિત્ર પ્રકારનું બજાર છે. જેનીકોઇ પણ વસ્તુ સાથે લેવી વ્યાજબી છે જેમા ભલાઇનાં બદલા તરીકે ભલાઇ અને ભુંડાઇના બદલા તરીકે ભુડાઇ મળે છે. અને મેવા ખવાડતાં મેવા ફુળ પાન—દેતા ફુલ પાન મળે છે આરામ દેતા આરામ અને દુઃખ દેતાં દુઃખજ મળે છે. આ દુનિયા કલજુગ નથી પરતુ કરજુગ (કર અને જો) છે જેમાં દિવસે આપી રાત્રેજ તેનુ ફળ લેવાનું છે. જે કેટલો બધો રોકડો વ્યાપાર છે કે આ હાથે આપી બીજા હાથે લેવાનં છે

કાંટા કીસીકે મત લગા ગો મિસ્લે ગુલ પુલા હય તુ,
વોહ તેરે હ.ક.મે તીર હય કિસ બાત પર ભૂલા હય તુ;
મત આગમેં ડાલ ઔરકો ફિર ઘાંસકા પૂલા હય તુ;
સુન રખ યહે નુક.તા બે.ખબર કિસ બાત પર ભૂલા હય તુ;
કલજુગ નહીં કરજુગ હય યહે યાં દિનકો દે ઔર રાત લે,
કયા ખુ.બ સૌદા નક.દ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૨

૨. જો તું ફુલ રૂપી ખીલેલો હોય તો તેના ઉપર અભિમાની થઇ કોઇને કાંટો ન માર; કારણ કે તેજ શુળ તારા માટે એક બાણુ રૂપી છે. કોઇને પણ અગ્નિમાં નાંખવાથી દુર હટ કારણ કે પછી તું પણ એક ઘાસ ના પુળા રૂપીછે. ઓ અજાણુ આ શબ્દો સાંભળી રાખી અભીમાનથી દુર થા આ દુનિયા કલજુગ નથી; પરંતુ કર જુગ

(કર અને જો) છે. જ્યા દિવસે આપી રાત્રે લેવાનું છે. એના જેવો કોઇ પણ રોકડો વેપાર નથી કે જેમાં આ હાથે આપી આ હાથે લેવાનુ છે.

**શો.ખી શરારત મતકરો કુન સબકા બસેખા હય ય્હાં,**
**જો જો દિખાવે ઔરકો વોહ આપહી દેખે યહાં;**
**ખોટી ખરી જો કુછ કે હય, તિસ્કા પરેખા હય યહાં,**
**જો જો બુરા તુલતા હય દિન તિલતિલકા લેખા હય યહાં;**
**કલજુગ નહીં કરજુગ હય ય્હે યા દિનકો દે ઓર રાત લે,**
**ક્યા ખુ.બ સૌદા નકદ હય ઇસ હાથ દે ઈસ હાથ લે. ૩**

૩. અભિમાન, લુચ્ચાઇ, દગો ફટકો એ સર્વેનો બદલો મળેછે અને જે બીજાની સાથે કરે તેજ પોતે ઉચકવું પડેછે. ખોટું ખરૂ પારખવાની આ દુનિયા એક કસોટી છે અને એમાં જે જે ખોટુ તોલાય છે તેના એક એક તનનો હીશાબ આપવાનો છે આ કલજુગ નથી, પરતુ કરજુગ (કર અને જો) રૂપી છે. અહી દિવસે આપી રાત્રે વસુલ કરવાનું છે. એના જેવો રોકડ વેપાર કોઇ પણ નથી કે જેમા આ હાથે આપી આ હાથે લેવાનુ છે.

**જો ઔરકી બસ્તી રખે ઉસ્કા ભી બસ્તા હય પુરા,**
**જો ઔરકે મારે છુરી ઉસ્કો ભી લગતા હય છુરા,**
**જો ઔરકી તોડે. ઘડી ઉસ્કા ભી ટુટે હય ઘડા,**
**જો ઔરકી ચીતે બદી ઉસ્કા ભી હોતા હય બુરા;**
**કલજુગ નહીં કરજુગ હય ય્હે યાં દિનકો દે ઔર રાત લે,**
**ક્યા ખુબ સૌદા નક.દ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૪**

૪. જે બીજાની વસ્તી રહેવા દેશે તો તેનું પણ એક પરૂં વસવાનુંજ જે બીજાને છરી મારશે તો પોતાને પણ છરી લાગશે જ. જે બીજાની પાણીની નાની સરખી ઘડી ફોડશે તો તેનો પણ ઘડો ફુટવાનોજ, અને જે બીજાની ભુંડાઇ ઇચ્છશે તેનું અવસ્ય બુરૂં થવાનું જ. આ કલજુગ નથી, પરંતુ કરજુગ (કર અને જો) છે. જે દિવસે આપી રાત્રે લેવાનું છે. આ વેપાર તો કેટલો બધો રોકડો છે કે આ હાથે આપી આ હાથે લેવાનું છે

જો ઔરકો ફલ દેવેગા વોહલી સદા ફલ પાવેગા,
ગેહુસે ગેહું ઔર જવસે જવ ચાવલસે ચાવલ પાવેગા;
જો આજ દેવાગા યહાં વયસાહી વોહ કલ પાવેગા,
કલ દેવેગા કલ પાવેગા કલપાવેગા કલ પાવેગા;
કલજુગ નહીં કરજુગ હય યેહ યા દિનકો દે ઔર રાત લે,
ક્યા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૫

૫. જે બીજાને ફળ આપશે તે પોતે ફળ મેળવશે જ જેમાં ઘઉંને બદલે ઘઉં, જવને બદલે જવ અને ચોખાને બદલે ચોખા પામશે. જે આજે અહી આપશે તેવુજ તેને કાલે નક્કી મળવાનું. કોઇને સુખ આપતા સુખ અને દુઃખ આપતાં દુઃખ મેળવશે; આ કળજુગ નથી, પરંતુ કરજુગ એટલે કરીને જોઇ લેવાનું છે. જ્યા દિવસે આપી તેનો બદલો રાત્રે લઈ લેવાનો છે. આ વેપાર તો કેટલો રોકડ છે જે આ હાથે આપી બીજા હાથે વસુલ કરવાનો છે.

જો ચાહે લે ચલ ઇસ ઘડી સબ જીન્સ યાં તૈયાર હય,
આરામમેં આરામ હય આજારમેં આજાર હય;
દુનિયા ન જાન ઇસકો મીયાં દુનિયાકી યેહ મંજધાર હય,
ઔરોકા બેડા પાર કર તેરા ભી બેડા પાર હય;
કલજુગ નહીં કરજુગ હય યેહ યા દિનકો દે ઔર રાત લે,
ક્યા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૬

૬. સર્વ ચીજો અહીં તૈયાર છે તેમાંથી મનગમતી લેવી જોઇએ. જે લેતાં એ વિચાર જરૂરનો છે કે આરામની અંદર આરામ અને દુઃખની અંદર દુઃખ છે. એને દુનિયા રૂપે ન જાણ; પરંતુ એને એક તોફાની દરિયા રૂપે સમજ જેમાંથી બીજાની હોડી પાર કરતાં તારી હોડી પણ પાર થશે (બીજાને મદદ કરતાં તને પણ પરમેશ્વર સ્હાય થશે) આ દુનિયા કળીજુગ નથી, પરંતુ કરીજુગ એટલે કર અને જો રૂપી છે જેમાં દિવસે આપી રાત્રે લેવાનું છે. એ વેપાર તો કેટલો રોકડો છે જે આ હાથે આપી આ હાથે લેવાનું છે.

તુ ઔરકી તારીફ કર તુઝકો સનાખ્વાની મિલે,
કર મુશ્કીલ આસાં ઔરકી તુજકો ભી આસાની મિલે;
તુ ઔરકો મહેમાન કર તુમકો ભી મહેમાની મિલે,
રોટી ખિલા રોટી મિલે પાની પીલા પાની મિલે;
કલજુગ નહીં કરજુગ હય યહે યહાં દિનકો દે ઔર રાત લે,
ક્યા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઈસ હાથ લે. ૭

૭. તું બીજાની પ્રશંસા કરશે તો તારી પણ પ્રશંસા થશે અને બીજાઓને સહાય કરતા તારા કાર્યોમા પણ તને સહાયતા મળશે. તું બીજાને પરોણા (મહેમાન) તરીકે બોલાવ તો તને પણ મીજમાની મળશે. અને રોટલીના બદલામા રોટલી અને પાણીના બદલે પાણી મળશે, આ દુનિયા કળીજુગ નથી; પરંતુ કરજુગ ( કર અને જો ) છે. અહીં દિવસે આપી રાત્રે લેવાનુ છે એ એવો સુદર વેપાર છે જે આ હાથે આપી આ હાથે લેવાનું છે.

કરચુક જો કછુ કરના હો અબ યહે દમ તો કોઇ આન હય,
નુકસાનમેં નુકસાન હય અહેસાનમેં એહસાન હય,
તોહમતમેં યાં તોહમત મિલે તુફાનમેં તુફાન હય,
રહેમાનકો રહેમાન હય શયતાનકો શયતાન હય.
કલજુગ નહીં કરજુગ હય યહે યાં દિનકો દે ઔર રાત લે,
ક્યા ખુબ સોદા નકદ હય ઈસ હાથ દે ઇસ હાથ લે. ૮

૮. જે કાંઇ કરવુ હોય તેમાં ઉતાવળ કર; કારણ કે આ શ્વાસનો કશો પણ ભરોસો નથી અને ભલાઇને બદલે ભલાઇ, ઉપકારને બદલે ઉપકાર, તોહોમતને બદલે તોહોમત, તોફાનને બદલે તોફાન, દયાને બદલે દયા અને શેતાનને બદલે શેતાનજ મળશે આ દુનિયા કળીજુગ નથી; પરંતુ કરજુગ (કર અને જો) છે. અહીં દિવસે આપી રાત્રે લેવાનું છે એ એવો સુદર વેપાર છે જે આ હાથે આપી આ હાથે લેવાનું છે.

યાં જહર દે તો જહર લે શક્કરમેં શક્કર દેખ લે,
નેકોંકો નેકીકા મજા મુજીકો ટક્કર દેખ લે;

મોતી દિયે મોતી મિલે પથ્થરમેં પથ્થર દેખ લે,
ગર તુઝકો ય્હે બાવર .નહીં તો તુલી કરકે, દેખ લે.
કલજુગ નહીં કરજુગ હય હે યાં દિનકો દે ઔર રાત લે,
કયા .ખુબ સૌદા નક.દ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૯

૯ સોમલ આપતાં સોમલ, ખાંડ ખવાડતાં ખાંડ, ભલાઓને ભલાઈ અને પાજીઓને ઠોકરજ મળશે તેમજ મોતીના બદનામાં મોતી અને પથ્થર ના જવાબમા પથ્થર જોશે અને જો તને એ વાત ઉપર વિશ્વાસ ન હોય તો કર અને જો. આ દૂનિયા કળીજુગ નથી. પરંતુ કરજુગ (કર અને જો)છે. જ્યાં દિવસે આપી રાત્રે લેવાનુ છે. આ વેપાર એટલો બધો મજાનો છે જે આ હાથે આપી આ હાથે લેવાનું છે.

અપને નફેકે વાસ્તે મત ઔરકા નુક.સાન કર,
તેરા ભી નુક.સાન હોવેગા ઇસ બાત પર તુ ધ્યાન કર;
ખાના જો ખા તો દેખકર પાની પીએ તો છાન કર,
યાં પાઉંકો રખ કુંકકર ઔર .ખૌફસે ગુજ.રાન કર;
કલજુગ નહીં કરજુગ હય ય્હે યાં દિનકો દે ઔર રાત લે,
કયા .ખુબ સૌદા નક.દ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. ૧૦

૧૦. તારા નફા માટે બીજાઓનું નુકસાન ના કર અને એ યાદ રાખ કે બીજાનું નુકસાન કરતાં પોતાને નુકસાન પહોંચશે. અને ખાવાનું ખાય તો જોઇને ખા અને પાણી પીએ તો ગાળીને પી. આ દુનિયાની અંદર પગ ફુંકી ફુંકીને રાખ અને ડરતો ડરતો ચાલ. આ કળીજુગ નથી, પરંતુ કરજુગ (કર અને જો) છે અહીં દિવસે આપી રાત્રે લેવાનુ છે આ વેપાર એટલો સુંદર છે જે આ હાથે આપી આ હાથે લેવાનુ છે.

.ગફલતકી ય્હે જાગેહ નહીં યાં સા.હબે ઇદરાક રહે,
દિલશાદ રખ દિલશાદ રહે .ગમનાક રખ .ગમનાક રહે;
હર .હાલમેં ભી તુ ન.જીર અબ હર ક.દમકી .ખાક રહે,
ય્હે વોહ મકાં હય ઓ મીઆં ય્હાં પાક. રહે બે બાક રહે;

**કલજુગ નહીં કરજુગ હય રહે યાં દિનકો દે ઔર રાત લે,**
**કયા .ખુબ સૌદા નક.દ હય ઈસ હાથ દે ઈસ હાથ લે.**

૧૧. આ ભુલ ખાવાની જગ્યા નથી અહી તો સમઝીને જ ચાલવું વ્યાજબી છે. કોઈના હૃદય શાન્ત રાખ કે જેથી તારૂં અંતઃકરણ પણ શાન્ત રહે. કારણ કે કોઇને પણ દુ.ખી રાખશે તો તું પણ દુઃખીજ રહેશે. નઝીર પોતે પોતાને કહે છે કે દરેક સ્થિતિમાં તું ઉપલા વર્ણનવાળા પુરૂષોના પગની રજ બની રહે અને અહીં પવીત્ર અને નિડર બની જા. આ કળીજુગ નથી; પરંતુ કરજુગ એટલે કર અને જે રૂપી છે અહીં દિવસે આપી રાત્રે લેવાનું છે આ વેપાર એટલો સુંદર છે કે જ્યાં આ હાથે આપી આ હાથે વસુલ કરવાનું છે.

---

## કનાયત—સંતોષ. ૪

**જો ફક્ર.મેં પૂરે હંય વોહ હર હાલમે ખુ.શ હંય;**
**હર કામમેં હર દામમેં હર હાલમેં ખુ.શ હય;**
**ગર માલ દીયા યારને તો માલમેં ખુ.શ હય,**
**બે જ.ર જો કીયા તો ઉસી અહ.વાલમેં ખુ.શ હંય;**
**અફ્લાસમે અદબારમેં ઇક.બાલમેં ખુ.શ હંય,**
**પુરે હંય યહી મર્દ જો હર. હાલમેં ખુ.શ હય ૧**

૧ જેઓ સાધુપણામાં પૂર્ણ છે તેઓજ સર્વે સ્થિતિઓમાં આનંદ માને છે. અને તેઓજ દરેક કાર્યમાં દરેક રીતે અને દરેક સ્થિતિમા આનંદિત છે. જો ઇશ્વિરે ધનવાન બનાવ્યો તો તેમાંજ મોજ માની લીધી, અને નિર્ધન બનાવ્યો તો તેમાંજ આનંદિત થયા. ગરીબાઈ, ભાગ્યહીનપણું, નસીબદારીમાંજ આનંદ માનનારાઓ દરેક હાલમાં ખુશી રહી પૂરા મર્દ કહેવાય છે

**ચહેરેપે મલાલત ન જીગરમેં અસરે .ગમ,**
**માથે પે કહીં ચીન ન અબરૂમેં કહીં .ખમ;**
**શિકવા ન જ.બાં પર ન કભી ચશ્મ હુઇ નમ,**

.ગમમેં ભી વહી .અયશ .અલગમેં ભી વહી દમ;
હર બાત હર અવકાત હર .અફ્આલમેં .ખુશ હંય,
પુરે હંય વહી મર્દ જો હર .હાલમેં .ખુશ હંય.

૨ મ્હોઢાં ઉપર કશી રીતની ચીંતા અને હ્રદયમાં કશું દુઃખ ન હોય. કપાળ ઉપર કોઈ પણ જગ્યાએ કળચળી અને કાંતિમાં કશો સદેહ ન હોય. જીહ્વા ઉપર કોઈની ખરાબ વાતો અને આંખ્યોમાં અશ્રુ ન હોય દુ:ખમાં પણ તેજ એશ અને મુસીબતમા પણ તેજ દમ રાખનારાઓ દરેક બાબત દરેક સમય દરેક કાર્યમાં ખુશી રહેનારાઓ તેમજ દરેક સ્થિતિને આનદ માનનારાઓ પૂરા નર કહેવડાવે છે.

ગર પારકી મરજી હુઇ સર જોડ કે બયઠે,
ઘરબાર છુડાયા તો વહીં છોડ કે બયઠે;
મોડા ઉન્હેં જીસ રૂખ. વહી મુંહ મોડ કે બયઠે,
ગુદડી જો સિલઈ તો વહીં ઓઢ કે બયઠે;
દુઃખ દર્દમેં આફાતમેં જ્જાલમેં ખુશ હંય,
પુરે હંય યહી લોગ જો હર .હાલમેં ખુશ હય. ૩

૩. જો ઈશ્વરની મરજી થઇ તો માથું નમાવી કબુલ કરી લીધું. અગર તેણે ઘરબાર છોડી દેવા ઉપર લાચાર કર્યા તો તે પ્રમાણે કર્યું. અને જે બાજુ તેઓનું મોઢું ફેરવી આપ્યું તેજ તરફ તેઓ બેશી ગયા. તેમજ તેઓને જો ગોદડી સીવડાવી દીધી તો તેજ ઓઢી તેમાંજ આનંદ માની લીધો. દુઃખ દરદ આફતો અને જંજાલોમાં અને આનંદદારી હરએક દશામાં ખુશી રહેનારાઓજ પુરા નર કહેવાશે.

ગર ઉસ્ને દિયા .ગમતો ઉસી .ગમમેં રહે .ખુશ,
જીસ તૌર કહા ઉસ્ને ઉસ .આલમેં રહે .ખુશ;
ખાનેકો મિલા કમ તો ઉસી કમમેં રહે .ખુશ,
જીશ તરહ. રખા ઉસ્ને ઉસી દમમેં રહે .ખુશ;
ગર શાલ ઉઢાઈ તો ઉસી શાલમેં .ખુશ હંય,
પુરે હંય મર્દ જો હર .હાલમેં .ખુશ હંય. ૪

૪. જો ઈશ્વરે દુઃખ દીધું તો તેમાંજ આનંદ માન્યું અને જેમ કહ્યું તેજ કહ્યુ તેજ પ્રમાણે કરી લીધું. જો ખાવાનું મોડું મળ્યું તો તેમાંજ આનંદિત થયા. જેવી રીતે તે માલિકે રાખ્યા તો તેની મરજીને સ્વાધીન થઈને રહ્યા જો શાલ ઓઢાવી તો તેજ શાલની અંદર ખુશી રહ્યા અને પૂરા મર્દ પણ તેજ કહેવડાવશે કે જેઓ દરેક સ્થિતિમાં આનંદ માને.

જીનેકા ન અન્દોહ ન મરનેકા .જરા .ગમ,
યકમાં હય ઉન્હેં જીન્દગી ઔર મૌતકા .આલમ;
વાકિફ ન બરસસે ન મહીનેસે વોહ એકદમ,
ને શબકી મુસીબત ન કભી રોજ્કા માતુમ;
દિનરાત ઘડી ફિર મહો સાલમેં .ખુશ હય,
પુરે હંય વહી મર્દ જો હર .હાલમેં .ખુશ હંય. ૫

૫ જેઓને ન તો જીવનની ચિન્તા અને ન મરવાનો ભય છે તેઓ માટે મૃત્યુ અને જીવન સર્વે એકજ સમાન છે તેઓ મહિના અને વર્ષોને પણ જાણતા નથી તેમજ રાત્રી જવાનો દુઃખ અને દિવસ વીતવાનો પણ શોક કરતા નથી. દિવસ રાત્રી ઘડી મહીનાઓ અને વર્ષોમાં એજ પ્રમાણે મોજ માને છે અને દરેક સ્થિતિમા પોતાને આનંદ માનનારાઓ છે તેજ પૂરા મરદ કહેવાશે.

ગર ઉસને ઉઢાયા તોલીયા ઓઢ દુશાલા,
કમ્મલ જો દીયા તો વહી કાંધેપે સંભાલા;
ચાદર જો ઉઢાઇ તો વહી હોગઈ બાલા,
બંધવાઇ લંગોટી તો પહીં હંસકે કહા લા.
પોશાકમેં દસ્તારમેં રૂમાલમેં .ખુશ હંય,
પુરે હંય વહી મર્દ જો હર હાલમેં .ખુશ હંય. ૬

૬. જો ઈશ્વરે દુશાલો ઓઢાડ્યો તો તે આનંદિત થઈ ઓઢી લીધો અને કામળી આપી તો તેજ ખાંધ ઉપર નાખી લીધી. ચાદર ઓઢાવતાં તેનેજ શ્રેષ્ટતાથી જોવા લાગી ગયા. અને લંગોટી આપતાં તેનેજ હંસીને બાંધી લીધી. ડ્રેસમાં ફેંટામાં રૂમાલમાં સર્વેમાં આનંદ માનનારાઓજ પુરા મરદ કહેવાશે.

કુછ ઉન્કો તલબ ઘરકી ન બાહિરસે ઉન્હેં કામ,
તકિયેકી નખ્વાહિશ હય ન બિસ્તરસે ઉન્હેં કામ;
મુફ્લિસસે ન મતલબ ન તવંગરસે ઉન્હેં કામ;
મયદાનમેં બાજા.રમેં ચૌપાલમેં .ખુશ હૈંય,
પુરે હૈંય વહી મર્દ જો હર .હાલમેં .ખુશ હૈંય. ૭

૭. તેઓને ઘરબારથી કશું કામ નથી તેમજ તકિયા બિસ્તરાથી પણ તેઓને કામ નથી. તેઓને કોઈ જગ્યા અથવા મંદિરથી પણ કશો સબંધ નથી અને ગરીબ તવગર કોઈની સાથે વ્યવહારજ રાખતા નથી તેઓ મેદાન બજાર ચોપાલમાં આનંદ રહેનારા અને સર્વે સ્થિતિઓમા પોતાની ખુશી માનનારાઓ જ પૂર્ણ મરદ કહેવાશે.

ઇન્કે તો જહામેં .અજબ .આલમ હય નજી.ર આહ,
અબ અયસે તો દુનિયામેં વલેકમ હૈંય નજી.ર આહ;
કયા જાને ફરિસ્તે હૈંયકે આદમ હૈંય નજી.ર આહ.
હર વક.તમે હરઆનમેં .ખુરરમ હય નજીર આહ;
જીસ હાલમેં રખા વોહ ઉસી હાલમેં .ખુશ હય,
પુરે હૈંય વહી મર્દ જો હર હાલમે .ખુશ હૈંય. ૮

૮ તેઓની તો દુનિયામાં સર્વ આશ્ચર્યકારકજ વાતો છે; તેવા તો હવે દુનિયાની અંદર ઘણાજ થોડા રહી ગએલા છે. શું જાણીએ કે તેઓ દેવ છે યા મનુષ્ય છે. ઉસ્તાદ (કવિ) નજીર કહે છે કે તેઓ દરેક વખત દરેક સમયમાં ખુશીજ દેખાય છે. તેઓને જે બાજુ રાખ્યા તેમાં તેઓએ આનંદ માની લીધો અને દરેક હાલતમાં આનદીત રહી પોતાને પૂરા નર કહેવરાવ્યા છે.

---

## ૫

## સખાવત-ઉદારતા.

જ.રદાર હય તો હરગિજ. મત માર અપને મનકો,
તન જે.બ તન સુખોસે તરસાવ અપને તનકો;
જો નર ચલન ચલે હંય ચલ તુમી ઉસ સખુ.નકો,
ખુરશીદકા હય કહે નુકતા રખ યાદ ઇસ સુખુકો;
દિલકી ખુ.શીકે .ખાતિર ચખડાલ માલ ધનકો,
ગરમર્દ હય તો .આશિક કૌડીન રખ કફનકો. ૧

૧ જો તું પૈસાદાર છે તો તારા મનને ન માર અને તારા શરીરને ખુબસુરત બનાવનાર તેમજ તેને સુખ આપનાર ચીજોથી તારા શરીરને ન તરસાવ. જેઓ આગના પુરૂષો ચાલ ચાલી ગયા છે તે પ્રમાણે રસ્તો તુ પણ ગૃહણ કર. અને ઉસ્તાદ (કવિ) ના નીચેના શબ્દ યાદ રાખ કે તારા હૃદયની ખુશી માટે તારો સર્વે માલ ધન ખાઈ જા જો તુ મરદજ હોય તો ઓ પ્યારા ! તુ તારા કફન માટે એક કોડી પણ ન રાખ.

.જા બયઠ મયકદોંમે સબ દર્દો.ગમસે હટ કર,
ઝપકા ગુલાબી મયકે પ્યલે ઉલટપુલટ કર;
મ.હબુબ દિલબરોંસે .ખુશ હો લિપટ લપટ કર,
પી દૂધ ઔર બતાશે મેવે મીઠાઇ ચટ કર;
દિલકી ખુશીકે .ખાતિર ચખ ડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો .આશિક કૌડી ન રખ કફનકો. ૨

૨ સર્વે દુઃખ અને દર્દો વીસારી દારૂ ના પીઠાઓમા જઈ બેશ. અને ગુલાબી દારૂના પ્યાલાઓ ઝમકાવ ખુબસુરત સુંદર સ્વરૂપવતીઓ સાથે ભેટી મોજ કર અને દુધ પતાસાં મીઠાઈ મેવાઓ ખાઈ આનંદિત થા. તારા હ્રદયની ખુશી માટે તારા માલ અને પૈસાને ઉડાવી નાખ જો તું મરદજ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે એક કોડી પણ ન રાખ.

રહે નિયા અમતેં હય જીતની જો કુછ મિલે સો ખાજા,
તાજ ઔર આદલમેં એક બાર ઝગ મગા જા;
પાપી બ.ખીલ મત બન દાતા સ.ખી કહા જા,
એકદમ તો અપના ડંકા મન માનતા બજા જા,
દિલકી .ખુશી કે .ખાતિર ચખડાલ માલ ધન કો,
ગર મર્દ હય તો .આશિક. કોડી ન રખ કફનકો. ૩

૩. જર જણસો એકજ વખત પહેરી ઝળકી ઉઠ. પી અને પીવડાવવામાં કંજુસ ન થા. એક વખત તો તારો મન માનતો ડંકા વગાડી દાતા અને સખી કહેવાઈ જા. તારા હૃદયની ખુશી માટે તારા પૈસા ટકાને ખાઇ ઉડાવી જા જો તું મર્દ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે એક કોડી પણ ન રાખ

સંદુક.મેં જો જ.ર હય ઉસકો ભી લે ગંવાદે,
મય કે બહાકે નાલે તબલોકો ખડ.ખડા દે;
કોઠે ચકાં હવેલી સબ ખોદ કર બિલા દે,
કડીઓં તલક જલાદે ઈંટોં તલક હિલાદે;
દિલકી .ખુશી કે .ખાતિર ચખ ડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો .આશિક. કૌ.ડી ન રખ કફનકો. ૪

૪. તારી પેટીમા પણ છુપાવી રાખેલા પૈસાને પણ લઇ ખર્ચી નાંખ દારૂની નદીઓ વહેવડાવી તબલાઓ ખખડાવ અને અગાસી ઘર હવેલી એ સર્વે ખોદીને ખવાડી દેજે. અહીં સુધી કે કડીઓને પણ બાળી નાખ અને ઇંટોને પણ હલવી દે. તારા હૃદયની ખુશી માટે તારા પૈસા ટકાને ઉડાવી નાખ જો તુ મરદજ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે કોડી પણ ન રાખ.

જો જો બ.ખીલ કુટન .જર છોડ.કર મરેગા,
યા ખાએગા જંવાઈ યા .ખાલસા લગેગા;
તેરા વહી હય જો કુછ રાંહે .ખુદામેં દેગા,
ખાના ખિલાના હંસના તુભી સદા રહેગા;
દિલકી .ખુશીકે .ખાતિર ચખ ડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો .આશિક. કૌ.ડી ન રખ કફનકો. ૫

૫. જે સડેલા કંજુસો પૈસા છોડીને મરી જશે. તેઓના પૈસા કાંતો તેમના જમાઈ ખાશે અથવા સરકાર લઈ જશે. તારૂ તો તેજ કહેવાશે કે જે ઈશ્વરના રસ્તામાં ખરચશે. જો ખવરાવવા પીવરાવવામાં ખુશી રહેશે તો દરેક સમય માટે આનંદિત રહેશે. તારા હૃદયની પ્રસન્નતા માટે તારા પૈસા ટકાને ઉડાવી નાખ. જો તું મરદ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે કોડી પણ ન રાખ.

ગર આપડેગા તુઝ પર કુછ .હાદિસા .ખલલકા,
માલીક ફિર ઓર કોઈ ઠેરેગા તેરે દિલકા;
આગેસે દે દિલાકે હો રહેતુ ઉસસે હલકા,
કર શિક અપને દિલમેં કુછ આજકા ન કલકા;
દિલકી .ખુશીકે ખાતિર ચખ ડાલ માલ ધનકો,
ગર મર્દ હયતો .આશિક કૌ.ડી ન રખ કફ્નકો. ૬

૬ જો તારી ઉપર કોઈ હાદસો આવી પડશે, તો તારા હૃદયનો માલીક બીજોજ થઈ પડશે, માટે એ બાબતોથી બચવા કાજે તું પહેલાંથીજ આપી કરી તારૂં વજન હલકું કરી નાખ અને તારા હૃદયમા આજ અને કાલની પણ કશી ચિંતા ન રાખ. તારા હૃદયના આનંદ માટે તારા માલ અને ધનને ઉડાવી નાખ, જો તું મેરદજ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે એક કોડી પણ ન રાખ.

જીસને પ્હેલે જ.ર દીયા હય ફિર વોહી ધન ભી દેગા,
માલો મકાં હવેલી બાગો ચમન ભી દેગા;
જીતા રહેગા જબ તક ખાનેકો અન ભી દેગા,
મર જાએગા તો વોહી તુજકો કફ્ન ભી દેગા;
દિલકી .ખુશીકે .ખાતિર ચખડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો .આશિક કૌ.ડી ન રખ કફ્નકો. ૭

૭. જેણે આ પૈસો તને આપ્યો છે. તેજ પાછું બીજું ધન પણ આપશે. આ માલ ઘર હવેલી એ તેના શિવાય બીજું કોઈ પણ આપનાર નથી અને જીવતો રહેશે તો તને ખાવાને અન્ન પણ તેજ

આપશે અને મરી જશે તો કફન પણુ તેજ તને આપશે માટે તારા હૃદયને ખુશી કરવા તારૂં માલ અને ધન ઉડાવી નાખ જો તું મરદજ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે એક કોડી પણ ન રાખ.

જો પાસ હય .જખીસ મત રખ વોહ કોને અંદર,
મસ્જીદ કુંએ બના દે તાલાબ બા.ગ મદર;
દરિયા કહીં બના દે બનની કહીં સમન્દર,
સબ કુચ્છ ઉડા લુટાકર હો રહે સદા કલન્દર;
દિલકી .ખુશી કે .ખાતિર ચબડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો આશિક કૌડી ન રખ કફનકો. ૮

૮ જે તારી પાસે છે તેને ખુણાઓમા સતાડી ન રાખ અને તલાવ બગીચા મસીદ મદીર બનાવી આપ કોઈ જગ્યા એ નદી બની જા અને કોઇ જગ્યએ સમુદ્ર થઇ જા અને જે કાંઇ તારી પાસે છે તો તેને ઉડાવી લગોટ કરી કલદર થઇ જા તારા હૃદયની ખુશી માટે તારા પૈસા અને ટકાને ઉડાવી નાખ જો તુ મરદજ હોય તો ઓ પ્યારા ! એક કોડી પણ કફન માટે ન રાખ

જીતને ગડે. દમે હય સબ ખાલે ઔર ખિલાલે.
રખ ધુન ઉસીકી દિલમેં અબ ખાલે ઔર ખિલાલે,
અપના સમઝ ઉન્હીકો જબ ખાલે ઔર ખિલાલે,
અબ તો નજીર તુભી સબ ખાલે ઔર ખિલાલે;
દિલકી .ખુશીકે .ખાતિર ચબડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો .આશિક કૌડી ન રખ કફનકો ૯

૯. જે કાંઇ દાટી મુકેલ છે તે સર્વે કાઇ ખવાડ અને ખા. અને એજ ધુન મગજમાં રાખ કે હવે ખાવું અને ખવરાવવુંજ. અને જ્યારે તું ખવરાવે ત્યારે તું તારોજ વિચાર કરીને ખવરાવ. ઉસ્તાદ (કવિ) નજીર પોતાને કહે છે કે તુંપણુ હવે જે કાંઇ તારી પાસે છે. તે ખાઇ અને ખવરાવી લે તારા હૃદયની ખુશી માટે તારૂં માલ ધન ખાઇ જા જો તું મરદ જ હોય તો ઓ પ્યારા ! તારા કફન માટે એક કોડી પણ ન રાખ.

## વણઝારો. ૬

—(•)—

ટુક હિર્સો હવાકો છોડ. મીઆં મત દેસ બદેસ ફિરેમારા,
કે.જ્જાક અજલ કા લુટે હય દિન રાત બજાકર નક.કારા;
કયા બધીઆ ભંયસા બયલ સુતર કયા ગૌની પલ્લા સરભારા,
કયા ગેહું ચાંવલ મોઠ મટર કયા આગ ધુંવા ઔર અંગારા;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૧

૧. આ સર્વે લાલચ લોભ તજી દેશ પ્રદેશ ભમવાનું મુકી દે; કારણ કે કાળનો લુટારો રાત દિવસ નગારા વગાડી લુટતો ચાલ્યો જાયછે આ બળધિયા, ભેસો, ગુણે, ઉંટ, ગાય, ઘઉં, ચોખા, મઠ, આગ, ધુમો જે કાઇ તારી પાસે છે તે સર્વે જ્યારે તારી વણજાર અહીંથી મુકામ ઉઠાવશે, ત્યારે અહીંજ પડયું રહી જશે.

ગર તું હય લખખી બન્જારા ઔર ખેપ ભી તેરી ભારી હય,
અય ગાફિલ તુઝસે ભી ચઢ.તા એક ઔર બ.ડા બયપારી હય;
કયા શક્કર મીસરી .કન્દ ગરી કયાં સ ભર મીઠા ખારી હય,
કયા દાખ મુનક.કા સુઠ મીરચ કયા કેસર લોંગ સુપારી હય;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૨

૨ જો તુ લાખી વણજારો છે અને તારી ખેપ પણ ભારી છે; પરંતુ તેની ઉપર ફુલાઇ ન જા, કારણ કે તારાથી પણ એક બીજો ચઢતો વેપારીછે. આ શાકર મિઠાઇ અથવા ખારી જણસો તેમજ દરાખ સુઠ મરચા કેશર લવગ સોપારી એ સર્વે જ્યારે તારી વણજાર મુકામ ઉઠાવશે, ત્યારે તે અહીંજ પડયું રહી જશે.

તુ બધિયા લાદે બયલ ભરે જો પુરબ પચ્છમ જાવેગા,
યા સુદ બઢ.ા કર લાવેગા યા ટોટા ઘાટા પાવેગા,
કજ.જા.ક અજલકા રસ્તેમેં જબ ભાલા માર ગિરાવેગા,
ધન દૌલત નાતી પોતા કયા એક કુંબા કામ ન આવેગા;
સબ ઠાઠ પડ.ા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૩

૩. જો તું વણજારાની ધુણો બળદીઆઓ ઉપર લાદી પૂર્વ

અથવા પશ્ચીમ તરફની મુસાફરી કરશે અને વ્યાજ વધારી અથવા કોઈ પણ રીતે લાવશે અને રસ્તામાંજ લુટારારૂપી કાળનો દૂત જ્યારે ભાલો મારી તને પાડશે. ત્યારે તારો પૈસો ટકો બચ્ચાં બાલાં કોઈ પણ કામે આવનાર નથી અને જ્યારે તારી વણજાર અહીંથી મુકામ ઉઠાવશે ત્યારે આ સર્વ જ્યાના ત્યાંજ રહી જશે

હર મન્જીલમે અબ સાથ તેરે વ્હે જિતના ડેરા ડાંડા હય,
જ.રદાર દિરમકા ભાંડા હય બન્દુક. સિપર ઔર ખાડા હય;
જબ નાયક તનકા નિકલ ગયા જો મુલકોં મુલકોં હાડા હય,
ફિર હાડા હય ન ભાંડા હય ન હલવા હય ન માંડા હય;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૪

૪ હરેક મજલમા આ તારી સાથે જે સરસામાન છે જેમાં પૈસા ટકાનો ભડાર અને બદુક ઢાલ તથા તરવાર પણ સામેલ છે; પરતુ જ્યારે તારા શરીરનો નાયક નિકળી ગયો કે જે દેશ દેશ ફરતા હતો પછી કઈ પણ ભડાર રોટલી હલવો રહેનારા નથી અને જ્યારે તારી વણજાર અહીંથી મુકામ ઉઠાવશે, ત્યારે સર્વે તારૂં અહીનું અહિં જ પડ્યુ રહેવાનું છે.

જબ ચલતે ચલતે રસ્તેમે વ્હે ગૌન તેરી ઢલ જાવેગી,
એક બધયા તેરી મટીપર ફિર ઘસ ન ચરને આવેગી;
વ્હે ખેપ જો તુને લાદી હય સબ હિસ્સોમે બટ જાવેગી,
ધી પૂત જંવાઈ બેટા કયા બન્જારન પાસ ન આવેગી;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૫

૫. જ્યારે ચાલતા રસ્તામાં જ આ તારી ગુણ ઢળી જશે; ત્યારે તારી વણજારમાંનો એક પણ તારી માટી ઉપર ઘાસ પણ ચરવા આવનાર નથી આ ખેપ જે તે તારી ઉપર ઉંચકી છે તેનાં બધા ભાગ પડી વહેંચાઈ જશે અને ત્યારે સ્ત્રી પુત્ર જમાઈ માબાપ કોઈ તારી પાસે પણ નહિ આવશે. અને જ્યારે તારી વણજાર મુકામ ઉઠાવશે; ત્યારે સર્વે કાંઈ અહીંનું અહીં જ રહી જશે.

વ્હે ખેપ ભરે જો જાતા હય વ્હે ખેપ મિયાં મત ગિન અપની,
અબ કોઈ ઘડી પલ સાઅતમેં વ્હે ખેપ બદનકી હય કફની;

કયા થાલ કટોરે ચાંદીકે કયા પીતલકી ડિબયા ધપની,
કયા બરતન સોને રૂપેકે કયા મટ્ટીકી હંડીયા ચપની;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા ૬

૬ આ જે ખેપ તેં ભરી છે એ તરીજ વિચારી ન લે; કારણ કે કોઈ પણ સમયે આ ખેપ તારી ફજેતીરૂપ થઈ પડશે. આ ચાંદીની થાલી કટોરાઓ અને પીતળની ડબ્બીઓ તથા સોનાનાં વાસણો અથવા મટોડીના વાસણો એ સર્વ જ્યારે તારી વણજાર અહીંથી મુકામ ઉઠાવશે, ત્યારે અહીંનુ અહીં જ પડયુ રહેશે.

રહે ધૂમ ધડક્કા સાથ લીએ કયુ ફિરતા હય જંગલ જંગલ,
યેક તિનકા સાથ ન જાવેગા મોજુદ હો જીસદમ આન અજલ;
ઘર બાર અટારી ચવપારી કયા ખાસા તનસુખ ઔર મલમલ,
કયા ચલત્રન પરદે ફર્શ નએ કયા લાલ પલંગ કયા રંગમહલ;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૭

૭. આ સર્વે સર સામાન લઈ શા કારણે જંગલે જંગલ ભટકતો ફરે છે. જ્યારે મોતનો દૂત આવી તારા શિર ઉપર ઉભો રહેશે, ત્યારે કાંઇ પણ તારી સાથે જનાર નથી આ દરબાર અગાસીઓ કપડા મલમલ અને આ દરવાજાના પરદાઓ ગાલીચાઓ લાલ પલંગ અને રંગ મહેલો જ્યારે તારી વણજાર મુકામ ઉઠાવશે, ત્યારે આ સર્વે અહીંનું અહીં જ પડયુ રહેશે

કુછ કામ ન આવેગા તેરે રહે લાલ જમરરૂદ સીમો જર,
જબ પુંજી બાટમેં બિખરેગી ફિર આન બનેગી જાન ઉપર;
નવબત નક્કારે બાન નશા દવલત હશમત ફોજેં લશકર,
કયા મસનદ તકિયે મુલ્ક મકા કયા ચૌકી કુરસી તખ્ત છતર;
સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૮

૮. આ હીરા, જવાહિર, સોનું, ચાંદી તારા કામે લાગનાર નથી અને જ્યારે જ્યારે મોત માથા ઉપર આવી જશે, ત્યારે આ સર્વે પુંજી વાટમાં વિખેરાઈ જશે. નીશાનો લશકર ઢોલ માન આબરૂ બેઠકો તકીયા ગામ ઘર ચોકી ખુરસી અને તખત એમાથી જ્યારે તારી વણજાર મુકામ ઉઠાવશે; ત્યારે કાંઈ પણ સાથે આવનાર નથી.

કયા જી પર બોઝ ઉઠાતા હુય ઈન ગુનો ભારી ભારીકે,
જબ મોત લુટેરા આન પડ઼ા ફિર દુને હુંચ બયપારીકે;
કયા સાજ જડ઼ાઓ જર જેવર કયા ગોટે થાન કિનારીકે,
કયા ઘોડે જી.ન સુન્હેરીકે કયા હાથી લાલ અમારીકે;
સબ ઠાઠ પડ઼ા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા. ૯

૯. આ ભારી ભારી ગુણોનો વજન શા કારણે જીવ ઉપર ઉંચકે છે? જ્યારે કાળનો દુત આવી પહોચશે, ત્યારે વેપારીનાં બમણા આપવા પડશે, અને આ સાજ જડાવ જર જેવર જણુસ કીનારીના થાન તથા સુનેરી જીનના ઘોડા અને લાલ અગાડીના હાથીઓ આ સર્વે જ્યાંનું ત્યાં પડયું રહેશે, જ્યારે કે તારી વણજાર અહીથી મુકામ ઉઠાવશે.

મગ.રૂર ન હો તલવારોં પર મત ભૂલ ભરોસે ઢાલોંકે,
સબ પટા તોડ.કે ભાગેગે મુંહ દેખ અજલકે ભાલોકે;
કયા ડબ્બે મોતી હીરાંકે કયા ઢેર ખ.જા.ને માલોકે,
કયા બુગ.ચે તાજ મુશજાજર કે કયા ત.ખ્તે શાલ દુશાલોંકે;
સબ ઠાઠ પડ઼ા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા ૧૦

૧૦. તું તારી તરવારોના ઉપર અભિમાની ન થા. અને ઢાલના ભરોસા ઉપર ફુલાઈ ન જા આ સર્વ જ્યારે મૃત્યુ શીર ઉપર આવી ઉભું રહેશે; ત્યારે પોતાના કમરનો પટો તોડી તેનું મોઢુ ભાળતાજ ન્હાશી છુટશે આ હીરા મોતીના દાબડા અને ખજા-નાઓનાં ઢગલા તથા તાજ છતર અને શાલ દુશાલાઓનાં પોટલાઓ એ સર્વે જ્યારે તારી વણજાર મુકામ ઉઠાવશે, ત્યારે અહીંનું અહીંજ પડયું રહેશે.

કયા સખ્ત. મકાંબનવાતા હુય ખ.મ તેરે તનકા હુય પોલા,
તુ ઉંચે કોટ ઉઠાતા હુય વાં ગોર ઘડે.ને મુંહ ખોલા;
કયા જીની .ખન્દક. રૂંદ બડી કયા બુર્જ કંગુરા અનમોલા,
ગઢ કોટ રહકલા તોપ કિલા કયા શીશા દારૂ ઓર ગોલા;
સબ ઠાઠ પડ઼ા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા.૧૧

૧૧. તારો શરીરરૂપી થાંભલો તો પોલો છે કે જેની ઉપર

તું મજબુત મકાન બનાવે છે અને ઉંચા કોટ કીલ્લાઓ બધાવે છે; પરંતુ એ નથી જોતો કે તારે માટે કબરે તો મોઢું ઉઘાડી દીધું છે. આ ગુબજ્જા મીનારાઓ કગુરાઓ બન્દુકો તોપ કીલ્લા અને દારૂ ગોળા એ સર્વે જ્યાના ત્યાજ પડયા રહી જશે કે, જ્યારે તારી વણુજાર અહીંથી ઉઠાગરી કરશે.

**હર આન નફે ઔર ટોટે મેં કયા મરતા ફિરતા હય બન બન,**
**ટુક ગાફિલ દિલમે સોચ જરા હય સાથ લગા તેરે દુશમન;**
**કયા લૌડી બાંદી દાઇ દદા કયા બન્દા ચેલા નેક ચલન,**
**કયા મન્દર મસ્જીદ તાલ કુંવા કયા ખેતી બાડી ફૂલ ચમન;**
**સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા ૧૨**

૧૧. દરેક સમયે લાભ નુકશાન માટે કેમ માર્યો માર્યો જંગલે જંગલ ભટકે છે? તારા હૃદયમા જરા વિચાર કર કે તારો શત્રુ તો તારી સાથે લાગેલો છે આ દાસીઓ, દાઇઓ, કુટણીઓ તેમજ સારી ચાલ ચલણના નોકર ચાકરો અને મસીદ મંદીર કુવા તળાવો ખેતી બગીચાઓ એ સર્વે જ્યારે તારી વણુજાર મુકામ ઉઠાવશે, ત્યારે અહીંનું અહીજ પડયુ રહેવાનું છે.

**જબ મર્ગ ફિરા ગર ચાબુક કો યહે બયલ બદનકા હાંકેગા,**
**કોઇ નાજ સમેટેગા તેરા કોઇ ગોનસીએ ઔર ટાંકેગા;**
**હો ઢેર અકેલા જંગલમેં તુ ખાક લહદકી ફાંકેગા.**
**ઉસ જંગલમે ફિર આહ નજીર એક તિનકા આન ન ઝાકેગા;**
**સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બન્જારા.૧૩**

૧૩. આ તારા શરીરરૂપી બળદિયાને જ્યારે મોતનો દૂત ચાબખો મારીને હાકશે, ત્યારે તારી ઉપરથી પડી ગએલ અનાજને કોઇ તો ઉચકવા લાગી જશે અને કોઈ તો તારી ફાટી ગએલી ગુણુ સીવવા મંડી જશે. અને તું તો જગલની અદર એકલો અટુલો જઈ પડી કબરની ધૂળ ફાંકવા મંડી જશે તે સમયે ઉસ્તાદ (કવિ) નજીર કહે છે કે એક તણુખલું સરખું પણુ તને ઝાંકીને જોવા આવનાર નથી. અને તારી વણુજાર ઉઠી જશે; ત્યારે તારો સર્વે ઠાઠ બાઠ જે કાંઈ છે તે સર્વે જ્યાંનું ત્યાંજ પડયું રહી જશે.

## દુનિયા. ૭

યહે પીઠ અજબ હય દુનિયાકી ઔર કયા કયા જીન્સ અખટ્ટી હય,
યહાં માલ કિસીકા મીઠા હય ઔર ચીજ. કીસીકી ખટ્ટી હય;
કુછ પકતા હય કુછ ભુનતા હય પકવાન મિઠાઇ કટ્ટી હય,
જબ દેખા ખુબ તો આખિરકો ન ચુલ્હા ભાડ ન ભટ્ટી હય;
ગુલ શોર બબુલા આગ હુવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકીસી ટટ્ટી હય. ૧

૧. આ દુનિયાની આશ્ચર્યકારક પીઠ ઉપરકેવા કેવા પ્રકારની જણસો એકત્ર થએલી છે. જ્યાં કોઇની મીઠી અને કોઇની ખાટી જણસો છે. કોઇ જગ્યાએ રંધાય છે. કોઇ જગ્યાએ સેકાય છે. કોઇ જગ્યાએ મીઠાઇનાં પકવાનો થાય છે; પરતુ જ્યારે સારી રીતે જોયુ તો ચુલ્હો ભટ્ટી એમાનુ કશુએ નથી એક આગના ભડકારૂપ થઇ અત્યંત ઠંડો ગાર જેવા થઇ જાય છે. અમો આ દુનિયાને જોઇ ચુક્યા જે એક ધોખાની ટટ્ટીરૂપ છે.

કોઇ તાજ હસ હંસકર કોઇ તખ્ત ખડા બનવાતા હય,
કોઇ ભાઈ બાપ ચચા નાના કોઇ નાની પૂત કહાતા હય,
જબ દેખા ખુબ તો આખિરકો ન રિસ્તા હય ન નાતા હય;
ગુલ શોર બબુલા આગ હુવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકી સી ટટ્ટી હય. ૨

૨. કોઇ તો હસી હસી તાજ વેચાતો લે છે અને કોઇ ઉભો રહી તખત બનાવે છે. કોઇએ તો રંગેલાં કપડાં પહેર્યા છે, ત્યારે કોઇ ગોદડી ઓઢીને જ જાય છે કોઇ તો ભાઇ પિતા કાકો નાનો અને કોઇ નાની તથા પુત્ર કહેવાય છે. જ્યારે સારી રીતે જોયું તો કોઇ પણ સગું વહાલું નથી. એકદમ અગ્નિનાં ભડકારૂપી ઉઠયો; પરંતુ પાછળથી પાણી જેવો ઠંડો થઇ પડયો એવી રીતની દુનિયાને સારી રીતે જોઇ કે જે એક ધોખાની ટટ્ટિરૂપ છે.

કોઇ શેઠ મહાજન લાખપતી બજ્જાજ. કોઇ પન સારી હય,
યહાં બોઝ કીસીકા હલકા હય ઔર ખેપ કીસીકી ભારી હય;

ક્યા જાને કૌન ખ.રીદેગા ઔર કિસ્ને જીસ ઉતારી હય !
જબ દેખા ખુ.બ તો આખિ.રકો દલ્લાલ ન કોઇ બેપારી હય.
ગુલ શોર બબુલા આગ હુવા ઔર કિચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકીસી ટટ્ટી હય. ૩

૩. કોઇ શેઠ મહાજન અને લક્ષાધીપતી જ્યારે કોઇ વેપારી અને કોઇ પંસારી ગાંધી છે. અહીં કોઇનો ભાર હલકો તો કોઇનો વજનદાર છે. એ પણ જણાતુ નથી કે કોણ વેચાણ લેશે અને આ બધી ચીજો લાવેલ કોણ છે? જ્યારે સારી રીતે જોયું તો કોઇ પણ વેપારી યા દલાલ નથી એ કામ અગ્નિરૂપી ભડકી પાછળથી ઠંડુ થઇ જવું પડયું. આ દુનિયા સારી રીતે જોઇ લીધી જે એક ધોખાની ટટ્ટીરૂપ છે.

કોઇ ફુલકે બયઠે મસનદ પર કોઇ રોવે અપની દોલતકો,
કોઇ બોલે અપના મુઝસે લો ઔર મેરા હો સો મુઝકો દો;
કોઈ લડ.તા હય કોઇ મરતા હય કોઈ ઝઘડે. હકપર નાહકકો,
જબ દેખા ખુ.બ તો આખિ.રકો કુછ લયના એક ન દેના હો
ગુ.લ શોર બબુલા આગ હુવા ઔર કીચડ પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકીસી ટટ્ટી હય. ૪

૪. કોઇ તો તખત ઉપર અકડીને બેશે છે અને કોઇ પોતાના પૈસા ટકાને રડે છે. કોઇ કહે છે કે તારૂં જે હોય તે મારી પાસેથી લઇ મારૂં જે હોય તે મને આપ. કોઈ લડે છે, કોઇ મરે છે અને કોઇ સચ્ચાઇ ઉપર વ્યર્થ ઝઘડો કરે છે. જ્યારે સારી રીતે જોયું તો લેવું એકને દેવું બે એક દમ અગ્નિની જ્વાળા સમાન ઉઠીને ઠંડુ કીચડ પાણી થઇ જવું પડે છે. આ દુનિયાને સારી રીતે જોઇ લીધી એ એક ધોખાની ટટ્ટીરૂપ છે.

રમ્માલ નુજુમી આમિલ હય ઔર ફાજિલ મુલ્લા સ્યાના હય,
કોઇ અ.ાકિ.લ કામિલદાના હય કોઈ મસ્ત પડ.ા દીવાના હય;
તાવીજ. પલીતે ફાલ કુસું ઔર જાદુ મંતર લાના હય,
જબ દેખા ખુ.ખ તો આખિ.રકો સબ હીલા મક બહાના હય;

ગુલ શોર બબુલા આગ હૂવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો ય્હે ધોકેકીસી ટટ્ટી હય. ૫

૫ કોઇ ભવિષ્ય ભાખનાર જોષી છે તો કોઇ વિદ્વાન સમજદાર છે, કોઇનો અક્કલમન્દ, પ્રવીણ અને સમજદાર તો કોઇ દીવાનો મસ્ત પડેલો છે, મંત્રતંત્ર જંત્ર એ ચીજો લાવે છે; પરતુ છેવટે જોયું તો એ સર્વ એક નિમિત્તરૂપ જ છે અગ્નિના ભડકારૂપ ઉડી કીચડ પાણી જેવુ થઇ જવુ પડે છે. એ દુનિયાને જોઇ લીધી જે એક ધોખાની ટટ્ટીરૂપ છે

કોઇ લોટે કુંચે ગલીઓંમેં તૈયાર કીસીકા ડેરા હય,
કોઇ બાગ કુંવા બનવાતા હય ઔર ઘેર કિસીને ઘેરા હય;
નિત કજીએ ઝઘડે રહેતે હય ય્હે મેરા હય ય્હે તેરા હય;
જબ દેખા ખુ.બ તો આખિરકો ન તેરા હય ન મેરા નયઃ
ગુલ શોર બબુલા આગ હુવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો ય્હે ધોકેકીસી ટટ્ટી હય.

૬. કોઇ તો ગલીઓની અદર આળોટે છે તો કોઇનાં તંબુઓ તૈયાર છે. કોઇ બગીચાઓ કુવાઓ બનાવે છે; ત્યારે કોઇએ એક કંપાઉંડજ બનાવેલ છે રાત્રી દિવસ તારા મારા માટે ઝગડા લડાઇઓ રહેછે. જ્યારે સારી રીતે જોયું તો તારૂં મારૂં કશુંએ નથી: અગ્નિના ભડકારૂપ ઉડી કીચડ અને પાણી રૂપી થઇ જવું પડે છે. જ્યારે સારી રીતે જોયું તો આ દુનિયા એક ધોખાની ટટ્ટી માલમ પડી.

કોઇ ટોપી પહને જાતા હય કોઇ બાંધ ફિરે અમ્મામા હય,
કોઇ સાફ બિરહના ફિરતા હય ન પગડી હય ન જામા હય;
કમ ખ્વાબ ગઝીં ઔર ગાડે.કા નિત ક.જિયા હય હંગામા હય,
જબ દેખા.ખુબ તો આ.ખિરકો ન પગડી હય ન જામા હય.
ગુલ શોર બબુલા આગ હુવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો ય્હે ધોકેકીસી ટટ્ટી હય ૭

૭. કોઇતો ટોપીપહેરીને જાએ છે તો કોઇ ફેટો બાધીને ફરેછે; ત્યારે કોઇ ઉધાડો ફરે છે જેને જામા પાઘડી સાથે કાંઇ પણ લેવું દેવું નથી. મખમલ, રેશમ અથવા ડોટીનો રાત દિવસ ઝઘડો છે; પરંતુ

જ્યારે સારી રીતે જોયું તો પાઘડી અને જામો એમાંનું કાંઇ પણ નથી અગ્નિના ભડકા રૂપી ઉઠયો અને કીચડ પાણીનાં જેવો તરતજ ઠંડો થશે. આ દુનિયા જોઇ લીધી જે એક ધોખાની ટટ્ટી છે.

કોઈ રોતા હય કોઈ હસતા હય કોઇ નાચે હય કોઇ ગાતા હય,
કોઇ છીને ઝપકે લે ભગે કોઇ ધોસે ધડકકા લાતા હય;
કોઇ માલ અખટ્ટા કરતા હય કોઇ કુંજી કુફલ લગાતા હય,
જબ દેખા ખુબ તો આખિરકો સબ ઝગડા રગડા જાતા હય;
શુ.લ શોર બબુલા આગ હુવા ઔર કીચડ પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકીસી ટટ્ટી હય ૮

૮. કોઇ રડે છે, કોઇ હસેછે અને કોઇ તો નાચે છે, કોઇ ગાય છે, કોઇ તો પડાવી લઇ જાય છે, કોઇ તકરાર લડાઇ કરી લાવે છે, કોઇ પૈસો એકઠો કરે છે તો કોઇ તેની ઉપર તાળું મારે છે, જ્યારે સારી રીતે જોયું તો સર્વ એક ઝઘડોજ ચાલ્યો જાય છે કારણ કે એક અગ્નિની જવાળા પછી કીચડ અને પાણી થઇ જવાનું; આ દુનિયાને અમોએ જોઇ જે એક ધોખાની ટટ્ટી છે.

અબ કિસકા રંગ બુરા કહિયે ઔર કિસકા રૂપ ભલા કહિયે,
એકદમ કી પીઠ લગી હય યહે અંબોહ મ.જા ચરચા કહિયે;
યહે સયર તમાશે દેખ નજીર અબ જા કહિયે બેજા કહિયે,
કુછ બાત નહીં બન આતી હય ચુપ ચાપ ભલી હય કયા કહિયે;
શુલ શોર બબુલા આગ હુવા ઔર કીચડ. પાની મટ્ટી હય,
હમ દેખ ચુકે ઇસ દુનિયાકો યહે ધોકેકીસી ટટ્ટી હય. ૯

૯. હવે કોના રંગને સારો અને કોના કાર્યને ખરાબ કહીશું એક થોડી વાર માટે આ પીઠ લાગેલ છે એને વાદ વિવાદ કહીશું! આ સહેલ તમાશાઓ જોઇ ઉસ્તાદ (કવિ) નજીર કહે છે કે સારૂ કહેવું યા ખરાબ કહેવું ? કંઇપણ બાબત નજરે આવતી નથી માટે ચુપ ચાપ રહેવું એજ ઠીક છે મનુષ્ય અગ્નિ રૂપી ભડકી કીચડ પાણીમાં મળી જાય છે. આ દુનિયાને સારી રીતે જોઇ જે એક ધોખાની ટટ્ટીરૂપ છે.



## ફેનો ૮. નાશ.

પઢ. .ઇલ્મ ગએ ઈસ દુનિયામેં ગરકામિલ જી. ઈદરાક હુવે,
ઔર લાદ કિતાએં ઉંટો પર હર માનીકે ફરરાક હુવે;
મ.અકુલ પઢે. મનકુ.લ પઢે હરમન્તક.મેં ચાલાક હુવે,
યાં જીતને .ઇલ્મકે દરિયા હય ઉન દરિયાકે પયરાક હુવે.
સબ જીતે જીકે ઝઘડે. હુંય સચ પુછો તો કયા .ખાક હુવે,
જબ મૌતસે આકર કામ પડા સબ કિ.સ્સે ક.જી.યે પાક હુવે. ૧

૧. આ દુનિયામાં વિદ્યા લઇ પ્રવીણ સમઝદાર થયા અને ઉંટો ઉપર પુસ્તકો ચઢાવી દરેક શબ્દોના અર્થો જાણવા લાગ્યા નીતિ શાસ્ત્ર અને બીજી સર્વે વિદ્યાઓ જાણી ચાલાક થયા. અહીં જેટલી વિદ્યાઓના દરીયા છે તે સર્વેનાં મગર મચ્છરૂપી થઇ ગયા; પરંતુ આ સવે જીવનના ઝઘડા છે. જો ખરૂ પૂછો તો તમો ધુળ બરાબર પણ થયા નથી. જ્યારે કાળ સાથે કામ પડ્યું તો આ સર્વ ઝઘડા અને બાબતોથી પવિત્ર થઇ જવાય છે

મશહુર હકીમ ઔર વૈદ હુવે યા પ.ઢકર ઇલ્મ તબાબતકા,
દાલાન કિતાઓંસે રોકા ઔર નુસ.ખોસે સંદૂક. ભરા;
જબ મૌત મરજ.ને આન લીયા સબ ભૂલે નબ્જ. ઔર કારૂરા,
ગો નુસ.ખે લાખ મુજરરબ થે પર કામ ન આયા એક નુસ.ખા,
સબ જીતે જીકે ઝઘડે હય સચ પુછો તો કયા .ખાક હુવે,
જબ મૌતસે આકર કામ પડા સબ કિ.સ્સે ક.જિયે પાક હુવે ૨

૨. પ્રખ્યાત વૈદ અને હકીમ બની તેનો સર્વે ઇલમ જાણવા લાગ્યા દીવાનખાનુ પુસ્તકોથી ભર્યું અને પેટીઓ નુસખાઓથી ભરી જયારે મોતની બીમારીએ આવી પકડયો, ત્યારે નબજ કારૂરા સર્વે વિસારી દીધું જોકે અકસીર નુસખાઓ હતા, પરંતુ તેમાંથી એકે પણ કામ આવ્યું નહિ. જેથી જણાયુ કે આ સર્વે જીવતા જીવનની ઉપાધિઓ છે. ખરૂં પૂછોતો એ રજમાત્ર પણ નથી. જ્યારે મૃત્યુથી કામ પડ્યું ત્યારે સર્વે ઉપાધિઓ પવિત્ર થઈ જાય છે.

યા મસ્ત શરાબી રિન્દ હુવે યા .જાહિદ તા મક.દૂર હુવે,
યા પીપીં કર દિલ શાદ હુવે યા ચુલ્લુમેં મસરૂર હુવે;

જબ ઉમ્રકે પ્યાલે દોનોંકે આ સાઅતપર મઅમૂર હુવે,
યાં ઝુલ્ફમા તસબીહ દુર હુવે વાં સાગર શીશે ચૂર હુવે;
સબ જીતે જીકે ઝઘડે હય સચ પુછો તો કયા ખાક હુવે,
જબ મૌતસે આકર કામ પડા સબ કિસ્સે કજીએ પાક હુવે, ૩

૩. મસ્ત દારૂડીયા થયા અથવા પરહેજગાર થયા અથવા પી પીને હ્રદય ખુશ કર્યું અથવા એક અંજલીમાજ મન રંજન કરી લીધુ. જ્યારે ઉમ્મરનાં પ્યાલાઓ વખત ઉપર આવી ભરાઇ ગયા; ત્યારે ત્યાં સ્હાયો માળા દુર થઇ અને તે તરફ દારૂના શીશાઓ ફુટી ગયા. ખરૂ પૂછો તો આ સર્વે જીવનની ઉપાધિઓ છે; પરંતુ જ્યારે કાળ સાથે કામ પડયુ, ત્યારે સર્વે ઉપાધિઓ પવિત્ર થઇ જાય છે.

ઈસ દુનિયાકી ધન દૌલતમેં મર શાહ સુલયમાં જાહ ચલે,
યા ઠેરે પીરો વજીર અઅજમ યા રાજા બનકર આહ ચલે;
મુંહ દેખ અજલકે લશકરકા તબ લેકર ઘરકી રાહ ચલે,
નહીં હાથી ઘોડે સંગ ગએ નઇ તખ્ત છતર હમ રાહ ચલે.
સબ જીતે જીકે ઝઘડે હય સચ પુછો તો કયા ખાક હુવે,
જબ મૌતસે આકર કામ પડા સબ કિસ્સે કજીએ પાક હુવે. ૪

૪. આ દુનિયાના પૈસા ટકામાં જો બાદશાહ સુલેમાન થઇ જાય અથવા પ્રધાન અમીર ઉમરાવ યા રાજા થઇ જાય, પરંતુ કાળનાં લશ્કરનું મોઢું નિહાળતાંજ ઘરમાં ભરાઈ ગયા જ્યા હાથી, ઘોડા, સિંહાસન, છત્ર, કાંઇ પણ સાથે ન ગયું આ સર્વે જીવનનીજ ઉપાધિઓ છે. ખરૂં પૂછો તો ધૂળ બરાબર પણ નથી, જ્યારે કાળ સાથે કામ પડયું તો સર્વે ઉપાધિઓ દૂર થઇ ગઈ.

યા હાકિમ યા મહકુમ હુવે યા કાતિલ યા મકતુલ હુવે,
યા ખાદિય યામ ખદુમ હુવે યા જાહિલ યા મજહુલ હુવે,
જરદાર હુવે સરદાર હુવે મરહુદ હુવે મકબૂલ હુવે,
કુછ ઔર ન દેખા આખિરકો સબ અંત ઈસીકી ધુલ હુવે.
સબ જીતે જીકે ઝઘડે હંય સચ પુછો તો કયા ખાક હુવે
જબ મૌતસે આકર કામ પડા સબ કિસ્સે કજીએ પાક હુવે ૫

૫. રાજા, પ્રજા, યા કોઇને મારી નાખનાર યા કતલ થઇ

જનાર થયા અથવા સેવક યા શેઠ અથવા અજ્ઞાની યા મુર્ખ થયા પૈસાદાર થયા અધિકારી થયા. ધીક્કારી થયા યા પ્રિય થઇ પડયા એ શિવાય બીજું જોવામાં ન આવ્યું. અન્તે એની જ સર્વે ધૂળ થયા આ સર્વ જીવતા જીવનની ઉપાધિઓ છે સર્વે પૂછો તો શું ધૂળ થયા? જ્યારે કાળથી કામ પડયુ; ત્યારે સર્વ ઝગડાઓ પવિત્ર થઈગયા.

કર બયર બખ.ીલી જહર હુવે યા બખ.શીશમેં તિયાક. હુવે,
યા નખ.લ હુવે પુર મેવોકે યા ખ.ાલી પાતો ધાક હુવે;
યા ઉ.મ્ર ગુજા.રી ઇ.શરતમેં યા સૌગમસે ગ.મનાક હુવે.
ફુલ ફુલ ભી ખાએ ગુલશનકે યા ગલીઓંકી ખા શાક હુવે,
સબ જીતે જીકે ઝઘડે. હય સચ પુછો તો કયા ખ.ાક હુવે,
જબ મૌતસે આકર કામ પડા સબ કિસ્સે ક.જી.એ પાક હુવે. ૬

૬ શત્રુતા અથવા કૃપણતા કરી વિષ રૂપી થઇ પડયા અથવા સખાવતો કરવામા અતિ મહાન માન પામી ગયા અથવા મેવાઓથી ભરેલા ઝાડરૂપી થયા કે ખરી ગએલ પાતરાના બોડા ઝાડરૂપી થયા કે એશ આરામમા ઉમર વિતાડી કે દુખી મા દુખી થયા બગીચાઓના ફળ ફુલ ખાધા અથવા ગલીઓની ધુળ રૂપી થઇ પડયા એ સર્વે જીવનની ઉપાધિઓ શિવાય બીજુ કાંઇ પણ નથી જ્યારે મોત સાથે કામ પડયુ ત્યારે સર્વે ઉપાધિઓથી પવિત્ર થઇ જાય છે,



## કૌડ.ી ૧૨.



કૌડ.ી હય જીન્કે પાસ વોહ એહલે ચકી હુંય,
ખાનેકો ઉનકે નિયા અ.મતેં સૌ બહેતેરીન હુંય;
કપડે.બી ઉનકે તનમેં નિહાયત મહીન હુંય,
સમઝે હુંય વોહ જો ઇસ્કો બડે. નુક.ત ચીન હુંય;
કૌડ.ીકે સબ જહાનમેં નક.શો નગીન હુંય,
કૌડ.ી ન હો તો કૌડ.ી કે ફિર તીન તીન હુંય. ૧

૧ જેઓ પાસે કોડી છે તેઓજ ગૃહસ્થોમા ગણાય છે જેઓની સામે ખાવાની હજારો રીતની ચીજો રખાય છે તેમજ તેઓના શરીર ઉપર કપડાં પણ અત્યંત બારીક હોય છે જેઓ સર્વે બાબતોમા ખામી બતાવનારા છે તેઓ જ એને સમજે છે; કે કોડીથી જ તમામ દુનિયાનો માનલો ચાલે છે જ્યારે કોડી પામે નથી તો પછી કોડીના ત્રણ ત્રણ જેવા ભટકે છે

કૌડ઼ી બગ઼ચર સોતે થે .ખાલી .જમીન પર,
કૌડ઼ી હુઇ તો રહેને લગે શકે નશીન પર;
પટકે સુન કેરે બંધ ગએ જામોંકી ચીન પર,
મોતીકે ગુચ્છે લગ ગએ ઘોડ઼ાકી ઝીન પર,
કૌડી કે સભ જહાનમેં નક઼શો નગીન હય.
કૌડી ન હો તો કૌડી. કે ફિર - તીન તીન હય. ૨

૨ જ્યારે પાસે કોડી ન હતી ત્યારે તે ખાલી જમીન ઉપર પડયા રહેતા હતા; પરંતુ જ્યારે પાસે કોડી આવી ત્યારે તખત ઉપર ચઢી બેઠા અને ઘોડાઓની જીન ઉપર મોતીનાં ગુચ્છાઓ ઢાકી દીધા અને જામાઓ ઉપર સોનેરી કેટાઓ પણ બાંધી લીધા, આ દુનિયામાહે કોડીથીજ બધી ટાપટીપ છે જો કોડી પાસે નથી તો પછી કોડીના ત્રણ ત્રણ જેવા આ દુનિયામા ભટકતા ફરે છે.

કૌડી હી ચાહતી હય સદા બાદશાહકો,
કૌડી. હી થામ લેતી હય ફૌજો સિપાહકો;
લેકર છડી રૂમાલ ગદા ભી નિબાહકો,
ફિરતા હય હર દુકાન પર કૌડી.કી ચાહકો;
કૌડી. કે સબ જહાનમેં નક઼શો નગીન હય,
કૌડ઼ી ન હોતો કૌડીકે ફિર તીન તીન હંય ૩

૩. રાજાને પણ હમેશા કોડીજ જોઈએ છે, કે જેથી લશકર સીપાહી મેળવી શકાય છે અને ગરીબ માણસ પણ પોતાના માટે લાકડી રૂમાલ લઈ પોતાનુ નીભાવી લે છે અને ફકીર પણ કોડી માટેજ દરેક દુકાન ઉપર ફરતો ફરે છે. આ દુનિયામાં કોડીનાં જ

બધા હુન્નરો છે. જો કોડી ન હોય તો પછી માણુસ કોડીના ત્રણ ત્રણ જેવા થઇ ફરે છે.

કોડી ન હોતો ફિર ય્હે ઝમેલા કહાંસે હો,
રથખાના ફીલખાના તબેલા કહાંસે હો;
મુંડવાકે સર ફકીરકા ચેલા કહાંસે હો,
કોડી ન હોતો સાંઇકા મેલા કહાંસે હો.
કૌડીકે સબ જહાનમેં નકશો નગીન હંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હંય. ૪

૪. જો પાસે કોડી ન હોય તો આ ધામધૂમ ક્યાંથી ? એટલે ગાડી ઘોડા હાથી તબેલાઓ ક્યાંથી હોય ? તેમ જ કોડી વગર માથું મુંડાવી કોઇ સાઇનો ચેલો કેવી રીતે થઈ શકે અને વગર કોડીએ સાધુનો મેળો પણ થઈ શકે નહીં. તમામ દુનિયામાં કોડીનાં કાર્યો છે. જો કોડી મનુષ્ય પાસે ન હોય તો પછી તે કોડીના ત્રણ ત્રણ જેવા થઈ જાય છે

કાંધે પે તેગ ધરતે હંય કૌડીકે વાસ્તે,
આપસમેં ખુન કરતે હંય કૌડીકે વાસ્તે;
યાં તક તો લોગ મરતે હંય કૌડીકે વાસ્તે,
જો જાન દે ગુજરતે હંય કૌડીકે વાસ્તે,
કૌડીકે સબ જહાનમેં નકશો નગીન હંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હંય. ૫

૫. ખંભા ઉપર તલવાર કોડી માટેજ ઉઠાવે છે અને આપસ આપનેમાં મારામારી પણ કોડી માટે જ થાય છે. અહીં સુધી કે લોકો કોડી માટે મરી જાય છે અને કોડી ઉપર પોતાનું જીવન કુરબાન કરી દે છે; કોડીથી જ આ દુનિયામાં સર્વે વેપાર રોજગાર થાય છે. જો કોડી પુરૂષ પાસે ન હોય તો પછી તે કોડીના ત્રણ ત્રણ જેવા થઇ પડે છે.

ગાલી વ માર ખાતે હંય કૌડીકે વાસ્તે,
શર્મો હયા ઉઠાતે હંય કૌડીકે વાસ્તે;
સો મુલ્ક છાન આતે હંય કૌડીકે વાસ્તે,

મરજીદકો હમમેં હાતે હુંય કોડીકે વાસ્તે.
કોડીકે સબ જહાનસેં નક.શો નગીન હુંય,
કોડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હુંય. ૬

૬. મનુષ્ય ગાળ અને માર કોડી માટેજ ખાય છે, અને કોઈની શરમ લજ્જા પણ કોડીને લીધે જ ઉચકે છે સેંકડો દેશ કોડી માટે ભમી ભમીને આપે છે. અને મસ્જીદને પણ એક ઘડીમાં કોડી માટે પાડી નાંખે છે. સર્વે દુનિયામા કોડીનો જ કારભાર છે. જો કોડી કોઈ પુરૂષ પાસે ન હોય તો કોડીના પછી ત્રણ ત્રણ જેવા થઇ પડે છે.

બીન કૌડી ખુ.રદી એકે બરાબર ભી પત ન થી,
કૌડી જબ આઇ પાસ તો બન બયઠે સેઠજી;
આગે ગુમાસ્તોંકે ખુલી હર તરફ બિહી,
ફિર વોહ જો કુછ કહેંતો યહી બાત હય સહી.;
કૌડી કે સબ જહાનમેં નક.શો નગીન હુંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હુંય. ૭

૭ કોડી વગર ખુરદા જેટલી પણ પત ન હતી પણ જ્યારે પાસે કોડી આવી ત્યારે શેઠ બની બેઠા અને ગુમાસ્તાઓ આગળ દરેક બાજુ ખાતાવહી ખુલ્લી પડી. પછી જે તેઓ કહે તેજ ખરૂં મનાય છે. માટે એ સર્વે કોડીનાંજ ખેલો છે. જો પાસે કોડી નથી તો પછી પુરૂષ કોડીનાં ત્રણ ત્રણ જેવા ભટકતા ફરે છે

બિન કૌડી થી ન તેલકી બાસી પુંગોરીયાં,
કૌડી હુઇ તો છિનને લગી લંબી ચૌડીયાં;
સું ખહય દૌડી મખ્ખીયાં જું ગુડ.પે દૌડીયાં,
ખ.ાલિક.ને કયાહી ચીજ. બનાઈ હય કૌડીયાં.
કૌડી કે સબ જહાનમેં નકશો નગીન હુંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હુંય. ૮

૮ કોડી વગર તેલની વાસી પુરીઓ પણ ન હતી; પરંતુ જ્યારે કોડી આવી ત્યારે લાંબી ચોડી રોટલીઓ રંધાવા લાગી, અને

દુનિયા એવી રીતે દોડી કે જેમ માંખ ગોળ ઉપર દોડે છે. જેથી એજ જણાયું કે ઇશ્વરે કેટલી સરસ ચીજ કોડી બનાવી છે કેમકે કોડીનાં જ આ દુનિયામાં રંગો છે જો કોડી ન હોય તો પછી માણુસ કોડીનાં ત્રણ ત્રણ જેવા થઈ પડે છે.

ખાસે મહ્‌લ ઉઠાતે હંય કૌડીકે જોર સે,
પકકે કુંએં ખુદ્દાતે હંય કૌડીકે જોરસે;
પુલ ઔર સરા બનાતે હંય કૌડીકે જોરસે,
બાગો ચમન લગાતે હંય કૌડીકે જોરસે;
કૌડીકે સબ જહાનમેં નકશો નગીન હંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીત તીન હંય. ૯

૯ કોડીના જ બળથી મહાન્ મહેલો ઉઠાવવામા આવે છે અને પાકા કુઆ પણ કોડીનાં બળ ઉપર જ ખોદવામા આવે છે. પુલ અને ધર્મશાળાઓ કોડીથી જ બનાવવામા આવે છે, તેમજ બગીચાઓ અને વાડીઓ કોડીથી જ થાય છે કોડીજ આ દુનિયાનો સર્વે વહેવાર ચલાવે છે જો કોડી પાસે ન હોય તો પછી માણુસ કોડીના ત્રણ ત્રણ જેવા થઇને ફરે છે

લે મુફલિસ ઔર ફકીરસે તા શાહ ઔર વજીર,
કૌડી વોહ દિલરૂબા હયે કે હય સબકે દિલ પજીર;
દેતે હંય જાન કૌડીપે તિફલો જવાનો પીર,
કૌડી અજબ હી ચીજ. હયમંય કયા કહુ નજીર;
કૌડીકે સબ જહાનમેં નકશો નગીન હંય,
કૌડી ન હોતો કૌડીકે ફિર તીન તીન હંય. ૧૦

૧૦. ગરીબ અને ફકીરથી લઈ રાજા અને પ્રધાન એ સર્વેને કોડીજ વહાલી છે. અને બચ્ચાં જુવાન તથા બુઢાઓ પણ કોડી ઉપર જ જીવન આપે છે. કોડી એક આશ્ચર્યકારક ચીજ છે. હું શું કહું નજીર આ દુનિયામાં કોડીના જ સર્વે વ્યવહાર છે જો કોડી નથી તો પછી મનુષ્ય કોડીના ત્રણ ત્રણ ત્રણ જેવા ભટકતા ફરે છે.

---

## આટા-દાલ ૯.

—o—

ક્યા કહું યારો મંય નક્શા ખલ્કકે એહવાલકા,
એહલે દૌલતકા ચલન યા મુફ્લિસો કંગાલકા;
એહે બયાંનો વાકઇ હય હર કીસીકે હાલકા,
ક્યા તવંગર ક્યા ગની ક્યા પીર ઔર ક્યા બાલકા;
સબકે દિલકો ફિક્ર હય દિન રાત આટે દાલકા. ૧

૧ દુનિયાની સ્થિતિનો નકશો હુ કેવી રીતે વર્ણવી શકુ? જેમાં પૈસાદારો અથવા ગરીબોનો પણ ચલન જોવામાં આવે. એ તો ખરેખરો દરેક પુરૂષના હાલ છે, તેમા તવગર પૈસાદાર મીર અથવા બાળકો હોય એ સર્વેના હ્રદયને લોટ અને દાલની ચિંતા લાગેલીજ છે

ગર ન આટે દાલકા અંદેશા હોતા સદ્દેરાહ,
તોન ફિરતે મુલ્ક ગીરીકો વજીરો બાદશાહ;
સાથ આટે દાલકે હય હશમ તો ફૌજો સિપાહ,
જા બજા ગઢ કોટસે લડતે હુવે ફિરતે હય આહ;
સબકે દિલકો ફિક્ર હય દિન રાત આટે દાલકા. ૨

૨ જો લોટ અને દાલની ચિતા ન હોત તો પ્રધાન અને રાજાઓ દેશો જીતવા માટે ફરતા નહીં. લોટ દાળની સાથેજ લશકર અધિકાર. માન અને આબરૂ છે અને સ્થાન સ્થાનમા ગઢ અને કોટ સાથે લડતા ફરે છે. જેમા સર્વેના હ્રદયને લોટદાળનીજ ચિતા હોય છે

ગર ન આટે દાલકા હોતા કદમ યાં દરમિયાં,
મુનશીઓ મીરો વજીરો બખશીઓ નવ્વાબો ખાં;
જાગતે દરબારમેં ક્યુ આધી આધી રાત હાં,
ક્યા અજબ નકશા પડા હય આહ ક્યા કહિયે મીયાં;
સબકે દિલકો ફિક્ર હય દિન રાત આટે દાલકા. ૩

૩ જો લોટ દાલનો પગ વચમાં આવ્યો ન હોત તો મુન્શી,

અમીર, પ્રધાન, બખશી, નબાબ અને ખાં તેઓ અર્ધી અધી' રાત્રી દરબારમાં જાગરણુ ન કરત. આ કેટલો આશ્ચર્ય કારક ચીતારછે કે જેનું વર્ણુંન કરી સકાતું નથી. એમાં સર્વેને લોટ અને દાળની ચિંતાછે

અપને આલમ મેં રહે આટા દાલ ભી કયા ફર્દ હય,
હુસ્નકી આનો અદા સબ ઇસ્કે આગે ગઈ હય;
આશિકોંકા ભી ઈસીકે ઇશ્કસે મુંહ જર્દ હય,
તો કુ જા કહિયે કે કયા વોહ મર્દ કયા નામર્દ હય;
સબ કે દિલકો ફિક્ર હય દિનરાત આટે દાલકા. ૪

૪ આપણા આગળ લોટ અને દાળ એક એવી જણસછે કે જેની આગળ ખુબસુરતીનાં નાજુક નખરા પણ ધુળ જેવા છે. પ્રેમીઓનો પણ એનાંજ પ્રેમમાં મોઢાં પીળાં પડી ગયા છે. અને મરદ કહીશું કે નામરદ કહીશું; કારણકે સર્વેના હ્રદયને લોટ અને દાળનીજ ચિંન્તા લાગેલી છે.

દિલબરોંકી ચશ્મ અબરૂ જુલ્ફ કયા ખત ખાલ હય,
નાજકી શોખી અદાએં હુસ્ન લાલોં લાલ હય;
કયા કમર પતલી હય કાફિર કયા ઠુમકતી ચાલ હય,
ગૌર કર દેખા હય જો કુછ હય સો આટા દાલ હય;
સબકે દિલકો ફિક્ર હય દિનરાત આટે દાલકા. ૫

૫ સ્વરૂપવંતીઓની આંખ્યો, ભ્રકુટી, કેશ અને ચામડી સુંદર છે અને નાજુક નખરાની રીત અને સ્વરૂપ લાલમ લાલછે. કેવી કમર પાતળી અને કેવી ઠુમકતી ચાલ છે; પરંતુ વિચાર કરી જોયું તો આ શર્વે લોટ દાળથીજ છે અને તમામ મનુષ્યોનો હ્રદયને ચિન્તા પણ આટાદાળનીજ છે

અબ જીન્હેં અલ્લાહને યાં કર દીયા કામિલ ફકીર,
વોહ તો બેપરવા સખી દાતા હંય આપહી દિલ પજીર;
ઓર જીતને હંય વોહ સબ હંય દાલ આટેકે અસીર,
ઇન ગરીબોંકી ભી અબ રહે શકલ હયગી અય નજીર;
સબકે દિલકો ફિક્રં હય દિનરાત આટે દાલકા. ૬

૬ હવે જેઓને ઈશ્વરે પ્રવીણ ફકીર અહીં બનાવી દીધા છે. તેઓ તો બે પરવા સખીદાતા પોતાનાજ હૃદયથી છે અને બીજા જેટલાઓ છે તેઓ તો દાળ આટાનાં કેદી તરીકે છે. તેઓ બીચારાઓની નજીર કહે છે કે પ્રથમથી એવી તસબીર બની ગઈ છે કે સર્વ લોટ દાળનીજ ચિંતામાં પડેલા જણાય છે.

---

## પયસા. ૧૦

---

પયસેહીકા અમીરકે દિલમેં ખ્યાલ હય,
પયસેહીકા ફકીર ભી કરતા સવાલ હય;
પયસાહી ફૌજ પયસાહી જાહો જલાલ હય,
પયસેહીકા તમામ ચ્હે જગમે હવાલ હય,
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસાહી ન હોતો આદમી ચરખેકી માલ હય. ૧

૧ અમીરોના હૃદયમાં પૈસો જ રમ્યા કરે છે, અને ફકીર પણ પૈસાનોજ સવાલ કરે છે. લશકર અને રોબદોબ એ સર્વે પૈસો જ મેળવી શકે છે દુનિયાનો વ્યવહાર પણ પૈસો જ કરી શકે છે. સર્વે રંગ અને રૂપ પૈસાથી જ થાય છે. જો એ ન હોય તો પછી માણસ માર્યો માર્યો ફરે છે.

પયસા ન હોતો બાગો કુંએ ફિર કહાંસે હોં,
ખાનેકો પુરી ઔર પુએ ફિર કહાંસે હોં;
આપશો તરબકે નકકે કુએ ફિર કહાંસે હોં,
હલવા કચોરી માલ પુએ ફિર કહાંસે હોં.
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હોતો આદમી ચરખેંકી માલ હય. ૨

૨. જો પૈસાઓ ન હોય તો બગીચાઓ કુવા ક્યાંથી થાય? ખાવાને પુરીઓ, પુવા, હલવા, કચોરી; તેમજ એશ આરામ ક્યાંથી મળી શકે? કારણ કે પૈસાનો જ સર્વે રંગ રૂપ અને એજ માલ લેખે છે. જો એ ન હોય તો પછી માણસ ભટકતો ફરે છે.

જોડે, ચમન બહાર હંય પયસેકે વાસતે,
ઘહેને મરસ્સ અકાર હંય પયસેકે વાસ્તે;
ખુ.શબુકે ફુલહાર હંય પયસેકે વાસ્તે,
સબ નક.શ ઔર નિગાર હંય પયસેકે વાસ્તે,
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હોતો આદમી ચરખે.કી માલ હય. ૩

૩ બગીચા જરજેનર સુગંધી ફુલના તોરાઓ પૈસાથીજ મેળવી શકાય છે, કારણ કે જે કાંઈ નકશી અને કારીગરી છે તે સર્વે પૈસાની જ છે પૈસોજ રંગ અને રૂપ તરીકે છે અને એજ માલ લેખે પણ કહેવાય છે. જો એ ન હોય તો પછી મનુષ્ય ચકકાઓ ખાતો પીલાઇ જાય છે

રૌનક બહાર હોતી હય પયસેસે સબ હુસૂલ,
ઔર જો નહોવે ચહેરેપે ઉડ.તી હય ખ.ાક ધુલ;
પયસાહી સારી ચીજ. હય પયસાહી મર્દ મૂલ,
પયસેસે આદમી હય જહાં બીચ ના કુબૂલ;
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હોતો આદમી ચરખે.કી માલ હય. ૪

૪ સુધારો અને દુરૂસ્તી સર્વે પૈસાથી જ થાય છે- જો એ પાસે ન હોય તો મ્હો ઉપર ધુળ ઉડે છે. સર્વે ચીજો પૈસાથી જ છે અને મનુષ્યનું મૂલ્ય પણ પૈસો જ છે. જો પૈસો ન હોય તો કોઇ ઉભુ પણ રાખતુ નથી. પૈસો જ રંગ અને રુપ તથા પૈસો જ માલ છે. પૈસો પાસે ન હોય તો મનુષ્ય ચરખાના ચક્રની રીતે પિલાઇ જાય છે.

પયસાહી બસ બનાતા હય ઇન્સાકી બાતકો,
પયસાહી જેબ દેતા હય બ્યાહ ઔર બરાતકો.
ભાઇ સગા ભી આનકે પુછે ન બાતકો,
બિન પયસે યારો દૂલ્હા બને આધી રાતકો,
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હોતો આદમી ચરખે.કી માલ હય. ૫

૫. મનુષ્યની વાત પૈસો જ બનાવે છે અને લગનને પણ પૈસો જ ખીલવી નાખે છે જો પાસે પૈસો ન હોય તો સગો ભાઇ પણ વાત પૂછે નહીં અને લગ્ન પર અરધી રાત થાય છે આ દુનિયામાં સર્વે કાંઇ પૈસો જ છે જો પાસે પૈસો ન હોય તો મનુષ્ય ચરખારૂપી પીલાઈ જાય છે.

પયસેને જીસ મકાંમેં બિછાયા હય અપના જાલ,
ફંસને હંય ઉસ મકામે ફરિસ્તોંકે પરવ બાલ,
પયસેકે આગે કયા હય વહે મહબૂબખુ.શ જમાલ,
પયસા પરીકો લાએ પરસ્તાનસે નિકાલ,
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હોતો આદમી ચર.ખેકી માલ હય ૬

૬. જે ઘરમા પૈસાએ પોતાની જાળ પાથરી છે ત્યા દેવ જેવા પુરૂષો પણ જઈ ફસાઇ જાય છે .ખુબસુરત સ્વરૂપવતીઓ પણ પૈસા આગળ કાઇ વીસાતમા નથી, કારણ કે પરીને પણ પરસ્તાનમાથી પૈસોજ બોલાવી શકે છે. પૈસો જ રગ અને રૂપમાં વૃદ્ધિ કરે છે અને પૈસોજ માલ છે જો પાસે પૈસો ન હોય તો મનુષ્ય ચરખારૂપી પિલાઈ જાય છે

તે .ગોસિપર ઉઠાતે હંય પયસેકે વાસ્તે,
તીરો સિનાં લગાતે હંય પયસેકે વાસ્તે;
મયદાંમેં જ.ખ્મ ખાતે હંય પયસેકે વાસ્તે,
યાં તકકે સર કટાતે હંય પયસેકે વાસ્તે;
પયસાહી રંગ રૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હો તો આદમી ચર.ખેકી માલ હય. ૭

૭. તલવાર અને ઢાલ પૈસા માટે જ ઉઠાવે છે અને તીર તલવાર પણ પૈસા માટે જ લગાવે છે રણભૂમીમાં ઘાયલો પણ થાય છે તો પૈસા માટે જ અહીં સુધી કે પૈસા માટે મનુષ્ય જીવથી પણ ચાલ્યો જાય છે. આ દુનિયામા પૈસોજ રગ અને રૂપ હોઇને એજ માલ છે. જો પૈસો પાસે ન હોય તો મનુષ્ય ચરખારૂપી પીલાઈ જાય છે.

.આલમમેં .યાર કરતે હંય પયસેકે .જોરસે,
દુનિયાદે દેર કરતે હંય પયસેકે .જોરસે;
દો.જ.ખમેં કબ્ર કરતે હંય પયસેકે .જોરસે,
જન્નતકી સઓર કરતે હંય પયસેકે .જોરસે;
પયસાહી રંગ રૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હો તો આદમી ચરખેકી માલ હય. ૮

૮. દુનિયામાં સુધારા પૈસાનાં બળથીજ કરે છે મન્દિર પણ પૈસાથી જ બંધાય છે નર્કમાં કબર પણ પૈસાથી જ કરે છે અને સ્વર્ગમાં મહેલ પણ પૈસાથી જ કરી શકે છે પૈસો જ રંગ રૂપ અને પૈસો જ માલ છે જો પાસે પૈસો ન હોય તો મનુષ્ય ચરખારૂપી પીલાઈ જાય છે

દુનિયામેં દીનદાર કહાના ભી નામ હય,
પયસા જહાંકે બીચ વોહ કાયમ મુકામ હય;
પયસાહી જીસ્મો જાન હય પયસાહી કામ હય,
પયસેહીકા નજી.ર યહે આદમ ગુલામ હય;
પયસાહી રંગ રૂપ હય પયસાહી માલ હય,
પયસા ન હો તો આદમી ચર.ખેકી માલ હય. ૯

૯ દુનિયામાં દીનદાર પુરૂષ કહેવરાવવું પણ એક રીતનું નામ છે. અને તે પૈસાથી થઇ શકે છે. શરીર અને આત્મા પણ પૈસો જ છે અને દરેક કામ પણ એથીજ સરી જાય છે અને મનુષ્ય પણ ઓ નજી.ર! પૈસાનોજ ગુલામ છે પૈસો જ રંગ રૂપ અને પૈસો જ માલ છે. જો પૈસો પાસે ન હોય તો મનુષ્ય ચરખારૂપી પિલાઇ જાય છે.

---

## તલાશે જ.ર.-સોનું. ૧૧

---

દુનિયામેં કૌન હય જો નહીં મુબતિલાએ જ.ર,
જીતને હંય સબકે દિલમેં ભરી હય હવાએ જ.ર;

આંખોંમેં દિલમેં જાનમેં સીનેમે જાએ જ.ર,
હમકો ભી કુછ તલાશ નહીં અબ સિવાએ જ.ર.
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૧

૧ દુનીયામાં એવો કોણ નથી જે સોનું મેળવવાની ઇચ્છામાં ન ફરતો હોય, જેટલા કોઇછે તેઓનાં હૃદયમાં એનીજ હવા ભરાયલી છે. તેમની આખ્યો, હૃદય, આત્મા અને જીવનમાં સોનાનીજ જગ્યાછે, તેવીજ રીતે અમોને પણ સોના શિવાય બીજી ચીજની ઇચ્છા નથી જેઓ છે તેઓ સોનાની પાછળ ભટકેછે દરેક એજ પુકારે છે કે હાય સોનું. !

કિતને તો જ.રકા નક.શ તિલ્લીસમાત કહેતે હય,
ઔર કિતને જરકો કશફો કરામત કહેતે હય;
કિતને .ખુદાકી અ.યન ઇ.નાપાત કહેતે હય,
કિતને ઇસીકો કા.ઝિ ઉલ હાજાત કહે તે હય;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૨

૨ કેટલાકો તો સોનાને તલેસમ કરી કહે છે અને કેટલાકો ચમત્કાર રૂપી કહે છે કેટલાકો ઇશ્વરી બખશીશ તરીકે કહેછે અને જ કાર્ય ચલાવી આપનાર તરીકે કહે છે જે છે તેઓ એનીજ પાછળ ભટકેછે કેટલાકો તો હાય વાયના પોકારો મારે છે.

આબે તિલાકી બુંદ ભી અગર જીસકે હાથ હય,
વોહ બુંદ કયા હય ચશ્મએ આબે હયાત હય;
દુનિયામેં અ.યશ દીન ભી ઇ.શરતકે સાથ હય,
જ.ર વોહ હય જીસ્સે દોનો જહાંમેં નજાત હય;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૩

૩ સુવર્ણનાં પાણીનું ટીપું પણ કોઇના હાથમા હોય તો તે ટીપું શું ? તેને લોકો અમ્રતના ઝરા ગણે છે. દુનીયામાં એશ અને આરામ અને ધર્મ પણ સુખી હાલતમાં છે. સોનું તે ચીજછે

કે જેનાથી બ-ને દુનીયામાં છુટકારો છે. જે છે તે સોનાં પાછળ દીવાના જેવા મુટક્ત અને કેટલાકો તો એને માટે હાય વોયની બુમો મારે છે.

જરક કાનમેં ગડા હય તો વાંભી બહાર હય,
સમશીર પર ચઢા હય તો વાંભી બહાર હય;
દીવારમેં લગા હય તો વાંભી બહાર હય,
ગર ખાકમેં ગિરા હય તો વાંભી બહાર હય;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર ૪

૪ ખાણુની અંદર સોનુ છે તો ત્યા પણુ એક બહાર જેવી છે તલવાર ઉપર ચઢાવ્યો છે તો તે પણુ એક ગમ્મત રૂપે છે દીવાલમા લમાડયુ છે તો ત્યા પણુ બહારછે માટીમા પડેલુ છે તો ત્યા પણુ એક બહાર જેવુ લાગેછે જે છે તે એનાજ પાછળ ભમે છે દરેક એનીજ હાય મારે છે

જ.રકે દીએસે પીર ઔર ઉસ્તાદ નર્મ હો,
જ.રકે સબબસે દુશમને નાશાદ નર્મ હો,
જો શોખ સંગ દિલ હો પરી જાદ નર્મ હો,
જર વોહ હય જીસ્કો દેખકે ફૌલાદ નર્મ હો,
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર;
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૫

૫ સોનું આપતા વીરઆને ઉસ્તાદ નરમ પડે, તેમજ શત્રુ પણુ નરમ થઇ જાયછે- સ્વરૂપવતી સુન્દરીપાષાણુમય હૃદયી પણુ એની આગળ નરમ થઇ જાયછે. એ તે જણુસ છે કે જેની આગળ પોલાદ પણુ નરમ થઇ જાયછે. જે છે તે એનીજ પાછળ દીવાના થઇ ભટેકેછે. દરેક હાય હાય કરી એનુજ નામ લેછે ૨

કપડે.પે ગર લગા હય તિલાઇ કલાબતુન,
મંય ઉસકે તાર તારકી તારીફ કયા લીખું;
હો દસ્તરસ તો ચોર કિસકકે કો કયા લીખું,
મેરેભી દિલમેં હય કે મંયહી ઉસકો છાનલું;

જો હયસો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એ યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૬

૬ કપડાં પર જો સોનેરી ફીત લગાડી હોય જેના તાર તારની તારીફ શું કરવામાં આવે? જો મારોજ ત્યાં હાથ પહોંચતો હોય તો ચાર ઉચકકાને શુ લખું? મારા પણ હૃદયમાં એજછે કે હુ તેને છીનવી લઉં. જે છે તે સદા એની પાછળ દીવાનો થઇ રહ્યો છે. અને દરેક એનુજ નામ રટયા કરે છે,

જા લોગ રૂમ શામમેં જ.રકો કમાતે હુંય,
માચીન ચીન જરકે જહાજ. આતે જાતે હુંય;
દખ્ખનસે .જરકે વાસ્તે સબ યાંકો આતે હુંય,
ઔર યાંકે .જરકે વાસ્તે દખ્ખનકો જાતે હુંય;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જ.ર. ૭

૭ રૂમશામ સુધી લોકો સોનુ કમાવા જાય છે. ચીન માચીન સુધી સોના માટેનાજ વ્હાણુ આવે જાય છે. દક્ષીણુ તરફથી પૈસા કમાવા માટે આ બાજુ આવે છે અને સોના માટે અહિના દક્ષીણુ તરફ જાય છે જે સોના પાછળજ ભટકેછે. અને એનુજ નામ પોકાર્યા કરે છે.

અબ જીનકે ઘરમે ઢેર હુંય સોનેકે દામકે,
હર એક ઉમીદ.ાર હય ઉન્કે ગુલામ કે;
સબ મિલકે પાંઉ ચુમે હય ઉસકે ગુ.લામકે,
કયા રૂતબે હુંય તિલાએ અ.લયહિસ્સલામ કે;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ.ર,
હર એક યહી પુકારે હય દિનરાત હએ જ.ર. ૮

૮ હવે જેઓનાં ઘરમા ગીનીઓના ઢગ લાગેલ છે. તેમની નોકરીમા દરેક કોઇ ઉમેદવાર રહેછે. સવે, કોઇ તેઓનાંજ ગુલામનાં પગો ચુમવા લાગી જાય છે. સોનાને લોકોનું બધું માન લોકો આપે છે. જે છે તે સોના પાછળજ દીવાનો થઇને ભટકે છે. અને દરેક એનાજ નામની બુમો મારે છે.

કિત્નોકે દિલમેં ધૂન હય કે જ઼રહી કમાઇએ,
કુછ ખાઈએ ખિલાઈએ ઔર કુછ બનાઇએ;
કહેતા હય કોઇ હાએ કહાં જ઼ર કો પાઇએ.
ક્યા કીજે જહર ખાઇએ ઔર મરહી જાઇએ,
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ઼ર;
હર એક યહી પુકારે હય દિનરાત હાએ જર. ૯

૯ કેટલાકનાં દીલોમાં એજ લાગેલું છે કે પૈસોજ કમાવવો. કંઈ ખાવું ખવડાવવું અને કંઇ બનાવવું કોઇ તો હાય કરી કહે છે કે સોનું કયાંથી મેળવવું? એને માટે શું કરવુ? ઝેર ખાઇ મરી જવુ જોઇએ! જે છેતે એનીજ પાછળ દીવાના થઈ ભટકે છે અને દરેક એનેજ માટે હાય વોય કરે છે.

સોના અગરચે જ઼ર્દ હય યા સુર્ખ ફ઼ામ હય,
લેકીન તમામ ખલ્કકો ઉસ્સેહી કામ હય;
સબમેં જ઼્યાંદા હુસ્નકી ઉલફ઼તકા દામ હય.
જ઼ર વોહ હય જીસ્કા હુસ્ન ભી અદના ગુલામ હય.
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ઼ર,
હરએક યહી પુકારે હય દિન રાત હાએ જ઼ર. ૧૦

૧૦ સોનું જો કે પીળું અથવા લાલ હોય, પરંતુ સર્વ દુનીયાનાં તેનાથીજ કામ ચાલે છે સર્વથી વધારે ખુબસુરતીની મ્હોબતનાં પૈસા છે. સોનુ તે છે કે જેનો સ્વરૂપ પણ એક ગુલામછે. જે છેતે સદા સોના પાછળ ભટકેછે દરેક એનુંજ નામ રટયા કરે છે.

હોતી હંય જ઼રકે વાસ્તે હર જા ચઢાઇઆં,
કટતે હંય હાથ પાઉં ગલે ઔર કલાઈઆં;
બન્દુકેં ઔર હંય કહીં તોપેં લગાઇયાં,
કુલ જ઼રકી હો રહી હય જહાંમેં લડાઇયાં;
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ જ઼ર,
હર એક યહી પુકારે હય દિન રાત હાએ જ઼ર. ૧૧

૧૧ સોના કાજે દરેક તરફ઼ ચઢાઇઓ થાય છે. અને પગ

હાથ ગળાંઓ કપાયછે. કોઈ જગ્યાઓમાં તો બંદુકો અને કયાંએ તોપો લગાવીછે. સમ્પૂર્ણ જગતમાં સોના માટેજ લડાઇઓ થઈ રહીછે. જે છે તેનોજ દીવાનો થઇ ભટકેછે. દરેક એનાંજ નામની બુમો મારે છે,

જીતની જહાંમેં ખલ્ક હય કયા શાહ કયા વઝીર,
પીરો મુરીદ મુફલીસો મુહતાજ ઔર ફકીર;
સબ હુંચગે ઝરકે જાલમે જી જાનસે અસીર,
કયા કયા કહું મેં ખુબીઆં ઝરકી મીયાં નઝીર,
જો હય સો હો રહા હય સદા મુબતિલાએ ઝર,
હર એક યહી પુકારે હય દિન રાત હાએ ઝર. ૧૨

૧૨ દુનીયામાં બાદશાહ અથવા પ્રધાન પીર મુરીદ ગરીબ અને લાચાર સર્વે પૈસાની જાતમાં કેદી થઈ પડેલા છે. મીયાં નજીર હું સોનાની કઈ કઈ ખુબીઓનું વર્ણન કરૂં ? જે છે તે એનાજ પાછળ દીવાના થઈ ભટકે છે. દરેક એનાજ નામની હાય ! હાય ! કરે છે.

## ફનાયે જહાં.—દુનિયાનો નાશ. ૧૨

ગર તાજ સરપે રખકર અફસર હુવા તો ફિર કયા,
ઔર બહેરે સલતનતકા ગૌહર હુવા તો ફિર કયા;
માકે અલમ મરાતિબ પુરજર હુવા તો ફિર કયા,
નૌબત નશાં નકારા દરપર હુવા તો ..ફિર કયા;
સબ મુલ્ક સબ જહાંકા સરવર હુવા તો ફિરકયા. ૧

૧ માથા ઉપર મુગટ રાખી રાજયનો અમૂલ્ય હિરો થઇ પડયો અથવા ઉચા હોદાઓ મેળવી ડંકા અને ઝુંડાઓ દરજા ઉપર રાખ્યા અથવા તમામ દુનિયાનો વ્હાલો થઈ પડયો તો પણ શું થયું ?

રખ કરકે ફોજો લશકરકી સલતનત પનાહી,
ફેરી દુહાઇ અપની લે માહતા બમાહી;

જબ અનાકર ફ્નાકી સરપર પડી. તબાહી,
ફિર સર રહાં ન લશકર ન તાજો બાદશાહી;
દારા જમો સીકંદર અકબર હુવા તો ફિર કયા. ૨

૨ લશકરો રાખી રાજ્ય ચલાવ્યું અને આકાશથી તે પાતાળ સુધી હુકુમત બજાવી; પરંતુ જ્યારે નાશની તબાકી શીર ઉપર પડી; ત્યારે માથુ અને રાજ્ય મુગટ રહેવા પામ્યાં નહી જો કે દારા જમશેદ એલેકઝાન્ડર ધીગ્રેડ અકબર તેઓ હોય તો પણ શું થયું?

યા જાતમેં કહાયે નામી અસીલ જાતી,
જમશેદ ફરકે પોતે નવશી રવાંકે નાતી;
થે આપ મિસો ફલ્હા ઔર ફોજથી બરતી,
જબ ચલ બસે તો કોઇ ફિર સગ થા ન સાથી;
મુલ્કો મકાં ખજાના લશકર હુવા તો ફિર કયા. ૩

૩ ઉંચ વર્ણમાં કહેવડાવ્યા અને શમશેદ તથા નોસીરવાનાનાં જાતના થયા અને પોતે વરરાજા રૂપી થઇ લોકોને જાનૈયા બનાવ્યા; પણ જ્યારે અહીંથી મુકામ ઉઠાવ્યો; ત્યારે કોઈ સગે ન આવ્યું જો દેશ, ખજાનો મુલક હોય તો પણ શું થયું ?

યા રાજબંસી હોકર દુનિયામેં રાજ પાયા,
ચીતોડ ઘઢ સિતારા કાલીજરા બનાયા;
જબ તોપને અજલકે આ મોરચા લગાયા,
સબ ઉડ. ગએ હુવા પર કોઇ ન કામ આયા;
ગઢ. કોટ તોપ ગોલા લશકર હુવા તો ફિર કયા. ૪

૪ અથવા રાજવંશી થઈ દુનિયામા રાજ્ય મેળવ્યું અને ચિતોડ ગઢ, સતારા, કાલીંજર વસાવ્યું; પરતુ જ્યારે તોપનાં કાળે આવી મોરચો બાંધ્યો; ત્યારે સર્વે હવા ઉપર ઉડી ગયા કોઇ ચીજ કામ ન આવી પછી તો તોપ ગોળા ગઢ કોટ હોય તો પણ શું થયું

કિતને દીનોં ચ્હે ગુલથા નવ્વાબ હુંય ચ્હે ખાં હુંય,
ચ્હે ઇબ્ને પંજ હજારી ચ્હે આલી ખાન્દાં હુંય;
જાગીરે માલો મન સબ ગો આજ ઇન્કે યાં હુંય,

દેખા તો એક ઘડીમેં ન નામ ન નિશાં હય;
દો દિનકા શોર ચરચા ઘર ઘર હુવા તો ફિર કયા. ૫

૫ કેટલા દીવસોએ શબ્દ સંભળાતો કે ખાન અને નવાબ અને આલીખાનદાન પંજહજારીનાં છોકરા થાયછે. જાગીર માલ અને અધિકાર જોકે તેઓને ત્યાં છે, પરંતુ જ્યારે જોયુ ત્યારે એક ઘડીમાં નામનીશાન મટીજાયછે આ બે દિવસનો ઘુમાટો પડયો જેથી શું થઈ ગયું. ?

કહેતા થા કોઈ દેખો યહ હય અમીર ખાં જી,
ફિર કિસકે મીર ખાં જી કિસકે વજીર ખાં જી;
પંજા ઉઠા કઝાકા જબ આકે શેર ખાં જી,
ઔર યહ હંય ખાન ખાનાં ઔર યહ હય શેર ખાંજી;
ઉમ્દાગની તવંગર બાજર હુવા તો ફિર કયા. ૬

૬ કોઇ કહેતો કે આ અમીરખાં છે પછી કોના મીરખા અને વજીરખાં જ્યારે કાળનો પંજો ઉઠયો; ત્યારે તે સમયે શેરખાજીનુ નામ રહી ગયું. પૈસાદાર તવંગર વેપારી થયો તો પણ શુ થયું ?

કહેતા થા કોઇ ઘોડા હય નામદાર ખાં કા,
યહ પાલકી યહ હાથી હય જુલફિકાર ખાં કા;
આયા કદમ અજલકે જબ તીસમાર ખાં કા,
ફિર ભી કહીં ન દેખા ફિર શાહે સવાર ખાં કા;
ઝપ્પાનો મેગ ડબર દરપર હુવા તો ફિર કયા. ૭

૭ કોઈ કહેતો હતો કે આ નામદારખાનો ઘોડો છે અને આ પાલકી તથા હાથી જુલફિકારખાનનુ છે, પરંતુ જ્યારે કાળના તીસમારખાંનો પગ આવ્યો પછી ઘોડા ઉપર બેશનારને જોવામાં ન આવ્યો મેઘડમ્બર તેઓ ઘર દરવાજે થયું તો શુ થયું ?

કહેતા થા કોઇ દેવડી હય ખાન મહેરબાંકી,
યહ બાગ યહ હવેલી હય મહેલ દાર ખાં કી;
જબ રાજને કઝાકે કરની બસુલી ટાંકી,
એક ઇંટભી ન પાઇ હરગિજ કિસી મકાંકી;
રંગીં મહલ સુનેહરા ઘરદર હુવા તો ફિર કયા. ૮

૮ કોઇ કહેતો હતોકે આ દેવડી ખાન મહેરબાનની છે. અને આ બગીઓ તથા હવેલી મહેલદાર ખાનની છે. જ્યારે કાળના રાજાએ ખોદાવી નાંખવાનો હુકમ આપ્યો; ત્યારે એક ઈંટ પણ તે ઘરની જોવામાં ન આવી. રંગીન મહેલ અને સુનેરી ઘર થયા તો પણ શું થયું. ?

કિતનોને બાદશાહી ક્યા ક્યા ખિતાબ પાયા,
મોહરેં બડી ખુદાઇ સિક્કા બડા બનાયા;
જબ આનકર ફનાને નામો નશાં મિટાયા,
વોહ નામ ઓર વોહ સિક્કા ઢુંઢા કહીં ન પાયા;
દો દિનકા મહોર છાપા દરપર હુવા ફિર કયા. ૯

૯ કેટલાકોએ તો રાજ્યના કેટલાક મ્હોટા મ્હોટા ખિતાબનાં પુછડાં મેળવ્યા અને મ્હોટી મ્હોટી મ્હોરો [ સ્ટેંપો ) બનાવી સીક્કાઓ મ્હોટા મ્હોટા બનાવ્યા; જ્યારે કાળે આવી તેમના નામ નિશાનનો નાશ કર્યો ત્યારે તે નામ અને સીકકા શોધ કરવા છતા જડ્યા નહી બે દિવસ માટેના મહોર સીકકા દરવાજા ઉપર થયા તો પણ શું થયું. ?

જાગીરમેં કિસીને જર્રે જ મુલ્ક પાયા,
ગર બન્દોબસ્ત અપના નજમીનસક બિછાયા;
લે કર સનદ અજલકા જબ ફોજદાર આયા,
એક દિનમે હુકમ હાસીલ સબ હો ગયા પરાયા;
હાંસી હિસાર ઠઠ્ઠા ભકકર હુવા તો ફિર ક્યા. ૧૦

૧૦ કોઇએ જાગીરમાં સોના જેવો દેશ મેળવ્યો અને તેની ઉપર પોતાના નામનો બંદોબસ્ત ચલાવ્યો; પણ જ્યારે મોતનો ફોજદાર સનદ લઈ હાજર થયો: ત્યારે એકજ દિવસમાં મેળવેલો હુકમ પરાયો થઇ પડયો. કોટ અને કીલ્લાની અંદર થયો તો પણ શું થઇ થયું. ?

કહેતાથા કોઈ લશકર હય તુરરે બાજ ખાં કા,
એહે ખયમા શામયાના હય શહેનવાજ ખાં કા;
આયા કટક અજલકે જબ યક્કાબાજ ખાં કા,

સરભી કહીં ન પાયા ફિર સર ફ઼રા.જ .ખાં કા;
સરદાર મીર બ.ખ્શી બઢ.કર હુવા તો ફિર ક્યા. ૧૧

૧૧ કોઈ કહેતો હતો કે આતુરરેબાજખાંનું લશ્કર છે અને આ તંબુ તથા શામિયાનો શહેનવાજખાનનો છે; પણ જ્યારે કાળનો ખાન સામે આવ્યો; ત્યારે તો સરફ્રરાજખાનનું શીર પણ જોવામાં આવ્યુ નહિ. સરદાર મીર બખશીથી પણ વધારે અધિકાર મેળ-વ્યો તો શું થયું ?

હાથીપેં ચઢ.કે નિકલે યા .ખાસે ઘોડે. ઉપર,
યા નાલકી સમાલી યા પાલકીકી ઝાલર;
યા લે સુરા.હી .હુક.કા દૌડે. જલેબ અન્દર,
જબ આ અજલ પુકારી સા.હબ રહા ન નોકર;
આક઼ા પુવા તો ફિર ક્યા નોકર હુવા તો ફિર ક્યા. ૧૨

૧૨ હાથી અથવા ઘોડા ચઢીને નીકળ્યા યા પાલકીની ઝાલર સંભાળી લીધી અથવા કુજો હુકકા લઇને દોડયા; પરંતુ જ્યારે મત્યુ આવ્યું, ત્યારે સાહેબ અને નોકર કોઇ પણ રહેવા પામ્યા નહી. પછી માલેક અને નોકર થયો તો પણ શું થયું ?

યા લેકે એક ક.લમદા ઓર રખ ક.લમકો સરપર,
જોડે. હિ.સાબ લાખોં ચહેરે લિખે સરાસર;
જબ ઉમ્રકી કચેહરી ઝાંકી કઝીને આકર,
ફિર આપ ન ક.લમદાં કા.ગ.જ. રહા ન દફ઼તર,
મુન્શી વકીલો દીવા મરમર હુવા તો ફિર કયા. ૧૩

૧૩ હાથમાં કલમદાન લઇ કલમને કાનમા ખોંચી લાખોના હિસાબો કર્યા, પરંતુ જ્યારે ઉમરની કચેરીમાં મૃત્યુએ ડોકીયુ કર્યું; ત્યારે પોતે, કલમદવાત તેમજ કાગળ એમાંથી કશુએ રહેવા પામ્યું નહીં મુન્શીવકીલ દીવાન તેઓ થયા તો પણ શું થયું ?

યા લે ક.જાકી ખીદમત હો બયઠે આપ કા.જી,
મહે.જ.ર કબાલા લીખે ક.જી.એ ચુકાએ શરઇ;
એ અ.લામને ક.જા.કા જબ આ ફ઼ના પુકારી,
ફિર મહકમા ન ઝઘડા. કા.જી. રહા ન મુફ઼તી;

કોઠા. લબેદ કુરરા દરપર હુવા તો ફિર કયા. ૧૪

૧૪ કાજીથઈ કજાત લઇ લીધી અને કબાલાઓ લખી લડાઇઓ ચુકવી; પરંતુ જ્યારે મોતે આવી; સાદ આપ્યો પછી કાજી મુફ્તી ઝગડો કાઇ પણ રહેવા પામ્યું નહીં. ચાબકા કુરરા સોટીઓ રાખી તો પણ શુ થયુ?

કોતવાલ બનકે બયઠા યા સદર હો મુકરર,
ફાસિક ડરે હજારોં ઔર ચોર કાંપે થર થર;
આયા કજાકા મધો જીસદમ છડી ઉઠા કર,
કુતવાલી ઔર સદારત સબ ઉડ ગઈ હવા પર;
દો દિનકા ઓહ્દો ખતરા ઔર ડર હુવા તો ફિર કયા ૧૫

૧૫ કોટવાલ થઇ બેઠો અથવા સદર થઇ ગયો જેનાંથી ગુનેગારો ચોરો ધ્રુજવા લાગી ગયા; પરંતુ જયારે મૃત્યુનો દૂત આવી પહોચ્યો, ત્યારે કોટવાલી અને સદારત હવા ઉપર ઉડી ગઇ આ બે દિવસ માટે રોબદોબ કર્યો તો પણ શું થયું?

કહેતે થે કિતને હમતો હય જાતમે કલાંજી,
હમ શેખ હમ મુગલ હય હમ હય પઠાન હાંજી;
જીસદમ કજા પુકારી અબ ઉઠ ચલો મીયાં જી,
ફિર શેખજી ન સૈયદ મિરજા રહે ન ખાં જી:
જાતો હસબ નસબકા જૌહર હુવા તો ફિર કયા. ૧૬

૧૬ કેટલાકો કહેતા હતા કે અમો જાતનાં મ્હોટા છીએ શેખ, મુગલ અને પઠાણ છીએ; પરંતુ જયારે મૃત્યુએ આવી બુમ મારી કે મીયાજી હવે ઉઠો પછી શેખસૈયદ મીરજા અને ખા કોઇ પણ રહેવા ન પામ્યા પોતાની જાતમાં હિરારૂપે થયો તો પણ શું થયુ?

યા લેકે જર જહાંમેં કરને લગે તિજારત,
યા સેઠ બનકે બયઠે ખાસી બના ઇમારત;
બોલી કજાને બહિયાં જબ કરકે એક ઇશારત,
સબ કોઠી ઔર દુકાને કરડાલીં દમમેં ગારત;
મલો મકાં જવાહિર ઔર જર હુવા તો ફિર કયા. ૧૭

૧૭ પૈસો લઈ દુનિયા માટે વેપાર કરવા લાગ્યા અથવા એક

મહાન્ ઇમારત બનાવી સેઠ બની બેઠા, જ્યારે એક ઇશારા સાથે મૃત્યુએ બાંહી ખોલી ત્યારે એક દમમા જર અને જેવર ઘર અને બારનો નાશ કરી નાંખ્યો. ઘરબાર અને જેવર થયા તો પણ શુ થઇ ગયું. ?

યા હો સીપાહી બાંકા તિરછા બડ.ા કહાયા,
બલદાર બાંધ ચીરા તુરરેકો ઝગ મગાયા;
ખેતોંમેં જાકે કુદા લાખોકે તઇ ભગાંયા,
જબ મુંહ અજલકા દેખા ફિર કુછભી બન ન આયા;
મકતા શુજાઅ, બહાદુર સફદર હુવા તો ફિર કયા. ૧૮

૧૮ વાકા સીપાઈ થઇ મ્હોટા કહેવાયા, માથા ઉપર વળદાર પાઘડી બાંધી તુરરાને ઝગમગાવ્યો ખેતરોમા જઈ કુદયો અને લાખોને ન્હસાડયા; પરંતુ જ્યાં કાળનું મોઢું ભાળ્યું; ત્યારે કંઇ બની શકયું નહી. સુરમો શુરવીર બહાદુર થયો તો પણ શું થયું ?

ઘોડા. ઉઠાકે ડુબા ફૌજોમેં હો દિલાવર,
મારે તુ પંચે ભાલે ખાઇ કટાર જમધર;
મારા ક.જા.ને ભાલા જીંસદમ ફનાકા આકર,
ફિર મરદુમી શુજાઅ.ત સબ હોગઈ બરાબર;
ખુ.દો સલાહ ચલતા બકતર હુવા તો ફિર કયા ૧૯

૧૯ ઘોડાને એડ બતાવી લશકરોમા જઈ પડયો બંદુક ફોડી ભાલાઓ લીધા કટાર બાંધી, પરતુ જ્યારે મૃત્યુએ પોતાનો ભાલો માર્યો? ત્યારે શુરવીરતા અને મરદુમી બરાબર થઇ ગઇ. પછી બખતર પહેર્યું તો પણ શું થઈ ગયું ?

યા .ખાના જંગી લડ.કર ખાયા બદનમેં ટાંકા,
મુછોંકો તાવ દેકર સૌ દુત દાત હાંકા,
જંમ ધુર કર ક.જા.કે બાંકેને આકે ઝાંકા,
ટેઢ.ા રહા ન તિરછા ગડા રહા ન બાંકા;
તેંગા. સિપર ક.રાબીં જમધર હુવા તો ફિર કયા. ૨૦

૨૦ લડી ઝઘડી લાવી ખાધું. અથવા શરીર ઉપર લગાવ્યું

અને મુછો ઉપર તાવ આપી ધૂત ધાત કર્યું; પરંતુ જ્યારે મૃત્યુએ ધુરીને જોયું; ત્યારે વાંકુ સીધું કંઈ રહેવા પામ્યું નહિ. તલવાર ઢાલ જમૈયો હોય તો પણ શું થયું. ?

યા હો હકીમ હાજીક. કરને લગા તબાબત,
મુરદોંકે તઈ જીલાયા ઈસાકી લી કરામત;
ખોલે મરજ હજારોં ધોઇ હરએક જહમત,
જબ આઇ સરપે અપને ફિર કુછ ચલી ન હિમ્મત;
લુકમાન યા ફલાતું આ કર હુવા તો ફિર કયા. ૨૧

૨૧ મહાન્ હકીમ થઈ દવાઓ કરવા લાગ્યા અને મુડદાઓને જીવતદાન આપી જીસસક્રાઈસ્ટનું ઐશ્વર્ય પ્રાપ્ત કરી લીધું અને દરેક રીતના દુ.ખો દૂર કરી હજારો દર્દો સારા કર્યા; પરંતુ જ્યારે પોતાના માથા ઉપર આવી; ત્યારે કાંઈપણ ચાલ્યું નહીં. અહીં આવી લુકમાન અને ફ્લાતું રૂપી થયો તો પણ શું થયુ. ?।

યા હો નુજુમી કામિલ તારોંકો છાન ડાલા,
સુરજ ગહન બિચારે ચંદર ગહન નિકાલા;
બુર્જો સિતારે બાંધે એહ કામકો સંભાલા,
જબ વક્ત અપના આયા ઉસ વક્તકો ન ટાલા;
જોતિશ નુજુમ પડિત પઢકર હુવા તો ફિર કયા. ૨૨.

૨૨ જ્યોતિષ વિદ્યામાં પ્રવિણ થઈ ખગોળ વિદ્યાને છાણી નાંખી અને સુર્ય ગૃહણ વિચારી ચંદ્ર ગૃહણ કાઢયા તારા અને ગૃહોને બાંધી હુકમો બહાર પાડયા; પણ જ્યારે પોતાનો સમય આવ્યો ત્યારે તેને દુર કરી શકયો નહી. પછી જ્યોતિષ વાંચી પંડિત થયો તો પણ શુ થયુ. ?

યા પઢકે હો કિતાબેં યા કરકે ઈલ્મ હાસિલ,
યા ભૂત જીન ઉતારે મશહુર હોકે આમિલ;
જબ દેવકા અજલકે સાયા હુવા મુકાબિલ,
મુલ્લા રહા ન સ્યાના આલિમ રહા ન ફાજિલ;
તઅબિજ ફાલ જાદુ મંતર હુવા તો ફિર કયા. ૨૩

૨૩ અથવા બે પુસ્તકો વાંચી વિદ્યા પ્રાપ્ત કરી હુશીયાર થઇ

જીન ભૂત ઉતાર્યાં જ્યારે કાળનાં દેવની છાયા સામે આવી ત્યારે મુલ્લાં શ્યાણાઓ અને વિદ્વાન કોઈપણુ રહેવા પામ્યા નહિ. પછી તંતર જંતર મંતર અને જાદુ કરનારો થાય તો પણ શું થયું. ?

માથેપે ખીંચ ટીલા યા હાથ લેકે માલા,
પોથી બગલમેં દાબી જુન્નારકો સંભાલા;
પુજા કથા બખાની કયા કયા સબદ નિકાલા,
કુછ બન સકા ન આયા જબ જાન લેને વાલા;
બેદો પુરાન પઢકર મસ્સર હુવા તો ફિર કયા. ૨૪

૨૪ માથા ઉપર ટીલા બનાવી અને હાથમાં માલા પકડી બગલમાં પોથી દાબી અને ગળામાં જનોઈ નાખી પૂજા કીધી અને કેવા કેવા શબ્દો કહ્યા; પરંતુ જ્યારે જીવ લેનારો આવ્યો ત્યારે કાંઈ પણ બની શકયું નહીં. પછી વેદ પુરાણ વાંચીને જ્ઞાની થયા તો પણ શું થયુ. ?

યા પીકે મયકિસીને કી ઐયશ કામિયાબી,
લુટા નસેમે હરજા કર દિલસે બે હિજાબી;
જીસ્દમ કજાસે અપને ઝમકાઇ એક ગુલાબી,
ફિર યહ રહી નમીના ન મસ્તન શરાબી;
એક દમ લબોંપે મયકા સાગિર હુવા તો ફિર કયા. ૨૫

૨૫ કોઇએ શરાબ પી અને એશ આરામ મેળવ્યો અને કોઇએ આબરૂ લુટી. જ્યારે મોતે આવી એક ગુલાબી ગ્લાસ આપ્યો પછી તે શરાબીપણું અને મસ્તી એ સર્વ દૂર થઈ ગયાં તે વખતે હોઠ ઉપર દારૂનો પ્યાલો થયો તોપણ શુ થયું. ?

હુસ્નો જમાલ પાકર યા ખુબરૂ કહાયા,
યા ઈશ્કમેં કિસીને જી જાનકો ઘટાયા;
આકર પડા સરોં પર જીસ્દમ અજલકા સાયા,
દોનોંમેં ફિર કિસીકો ઢુંઢા કહીં ન પાયા;
આશિક હુવા તો ફિર કયા દિલબર હુવા તો ફિર કયા. ૨૬

૨૬. ખુબ સુરતી મેળવી ખુબ સુરત કહેવડાવ્યો અથવા કોઇના પ્રેમમા જીવજાન ખપાવ્યો જ્યારે માથા ઉપર મૃત્યુનો દૂત આવી ને

પડયો ત્યારે એ બન્નેમાંથી કોઈ પણ મળી શકયું નહીં આશીક અને માશુક થયા તો પણ શું થયું. ?

યા હોકે પીર જાદે કરને લગે ફકી.રી,
કર કર મુરીદ કિત્ને કી ઉન્કી દસ્ત ગીરી;
જબ પયરહનકી કફની આકર અજલને ચીરી,
સબ ઉડ. ગઇ હવા પર દમમેં મુરીદી પીરી;
મુરશદ ફકી.ર હાદી રહબદ હુવા તો ફિર કયા. ૨૭

૨૭ પીરજાદા થઈ ફકીરી કરવા લાગ્યા અને કેટલાક મુરીદો બનાવી તેમની મદદ કીધી, પરંતુ જ્યારે મોતે તેના પહેરણુની કફની ચીરી ત્યારે સર્વે મુરીદી અને પીરી એકદમમા ઉડી ગઈ. મુરશદ, ફકીર રસ્તો બતાવનાર થયા તો પણ શુ થયુ ?

યા સર મુંડાકે બયઠે આજા.દ હો નવેલે,
યા ખુદ મુંડે કહા કર સો રૂપ રગ ખેલે;
મેલે કીએ હજા.રોં મુંડે ફકીર ચેલે,
જબ આ ફના પુકારી જા સો રહે એકલે;
તકિયા હુવા તો ફિર કયા બિસ્તર હુવા તો ફિર કયા. ૨૮

૨૮ માથું મુંડાવી આજાદ થઇને બેઠા અથવા પોતે મુંડેલા કહાવી હજારો રૂપ રગ લીધા અને હજારો ચેલાઓ કરી અને ફકીર અને ચેલાને મુડયા પણ જ્યારે મૃત્યુએ આવી સાદ આપ્યો ત્યારે એકલા જઈને સુઇ રહ્યા પછી બીસ્તર અને તકીયો થયો તો પણ શુ થયું ?

જોગી અતીત જંગમ યા સેપડ.ા કહાયા,
યા ખોલકર જટાકો યા ઘોંટ સર મુંડાયા;
તિરસુલ લે .ક.જાકા જબ વક.ત સરપર આયા,
ન બાલકેકો થાંબા ન આપકો બચાયા;
નાનક કબીર પંથી બીરથર હુવા તો ફિર કયા. ૨૯

૨૯ જોશી, અતીત, જંગમ યા સેવડો કહાવ્યો અથવા જટા ખોલી માથુ દાઢીને મુડાવ્યુ; પરંતુ જ્યારે મૃત્યુ ત્રીસૂળ લઇ જમદૂત આવ્યો; ત્યારે બાલકોને પણ બચાવી ન શકયા તેમ પોતે પોતાને

પણ સંભાલી ન શકયા પછી તો નાનક કબીર પંથી ભરથરી થયા તો પણ શું થયું ?

યા નેક બનકે બયઠે અચ્છે લગે કહાને,
યા હોકે બદ હર એકકે દિલકો લગે સતાને;
આકર બજે અજલકે જબ સરપે શાદિયાને,
થે નેકો બદ જહાં તક સબ લગ ગએ ઠિકાને;
બહેતર હુવા તો ફિર કયા બદતર હુવા તો ફિર કયા. ૩૦

૩૦ અથવા શ્રેષ્ટ બની સારા કહેવરાવવા લાગ્યા અથવા ભુડા થઇ દરેકના હૃદયને સતાવવા લાગ્યા જ્યારે મોતનો ડંકો માથા ઉપર વાગ્યો, ત્યારે જે સારા ખરાબ પુરૂષો હતા તે ઠેકાણે લાગી ગયા પછી સારો અને ભુડો થયો તો પણ શું થયું ?

કયા હિન્દુ કયા મુસલમાં કયા રિન્દો ગબ્રો કાફિર,
નક.કા.શ કયા મુસવ્વિર કયા .ખુશ નવીસ શા.એર;
જીતને નજી.ર હુંય યાં એક દમકે હુંય મુસાફિર,
રહેના નહીં કિસીકો ચલના હય સબકો આખિર;
દોચાર દિનકે .ખાતિર યાં ઘર હુવા તો ફિર કયા. ૩૧

૩૧ શું હિન્દુ અને મુસલમાન તેમજ આઝાદ મજુસી અને કાફર શું તસવીર ખેંચનાર અને કવી થયા પરંતુ જેટલા નજર છે તેઓ એક દમના મુશાફર છે. અહીં કોઇને રહેવું નથી સર્વેને અંતે ચાલવાનું છે. બે ચાર દિવસ માટે અહીં ઘર થયું તો પણ શું થયું ?

---

## મૌત–મૃત્યુ. ૧૪

---

દુનિયામેં અપના જી કોઇ બહેલા કે મરગયા,
દિલ તંગિયોંસે ઔર કોઈ ઉકતાકે મરગયા;
.આકિ.લથા વોહ તો આપકો સમઝાકે મરગયા;
બે અ.ક.લ છાતી પીટકે ઘબરાકે મરગયા,

દુખ પાકે મરગયા કોઇ સુખ પાકે મરગયા;
જીતા રહા ન કોઈ હર એક આકે મર ગયા. ૧

૧. કોઇ તો દુનિયામાં પોતાના જીવને ખુશ કરીને મરી ગયો, અને કોઇ દુઃખે કંટાળી મરણ પામ્યો એમાંથી જે સમજદાર હતો તે પોતાને સમજાવી મરણ પામ્યો; પરંતુ જે મૂર્ખ હતો તે પોતાની છાતી પીટી મરણ પામ્યો. કોઇ તો દુઃખી થઈ મર્યો અને કોઇ સુખી થઇ મર્યો જીવતો કોઈ પણ રહેવા પામ્યો નહીં દરેક અહિં આવી મરણ પામ્યા.

દિન રાતરન મચે હય યહાં ઔર બડી હય જંગ,
ચલતી હય નિત અજલકી સિનાં ગોળી ઔર તુફંગ;
જીસકા કદમ બઢા વોહ મુવા વહીં બે દિરંગ,
જો જી છુપાકે ભાગા તો ઉસ્કા હુવા રહે રંગ;
વોહ ભાગતેમેં તેગો તબર ખાકે મર ગયા,
જીતા રહા ન કોઈ હરએક આકે મર ગયા. ૨

૨ રાત દિવસ રણ મચ્યું છે અને મહાન્ લડાઇ ચાલુ છે. જેમા મોતની ગોળી અને તીર ચાલે છે. જેણે કદમ આગળ કાઢયો કે તેજ સમય મુરદો થઇ પડયો, જે જીવ સતાડી ન્હાસવા ગયો તેનું છેવટ એ આવ્યું કે ન્હાસતામાં ભાલો ખાઈ મરણ પામ્યો. કોઇ પણ જીવતો રહયો નહિ અહીં આવી મરણ જ પામી ગયો.

પયદા હુવે હંય ખલ્કમેં અબ જીતને જુજ. વકુલ,
યા ચુપ ગુજારી ઉમ્ર વયા ઘુમકર ચહલ;
જબ આન કર ફનાને ખિલાયા અજલકા ગુલ,
કામ આઈ કુછ કિસીકો ખમોશી ન શોરો ગુલ
ચુપકે કોઇ મુવા કોઇ ચીલ્લાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૩

૩ દુનિયામા જેટલું કાંઈ પેદા થયું છે તેઓ ચુપકીદી પકડીને બેઠા અથવા આમ તેમ ફરીને દિવસો કાપ્યા; પણ જ્યારે કાળે પોતાનો ફુલ ખીલવ્યો તે સમયે તે ચુપકીદી અથવા બુમ કાંઇ પણ કામે ન આવી કોઇ બુમ મારી અને કોઇ ચુપકીદી

પકડી મરણુ પામ્યો. કોઇ પણુ જીવતો ન રહ્યો. સર્વે કોઇ આવીને મરણુ પામી ગયા.

ગર લાખ .અશરતોંસે હુય દિલમેં રહે ધૂમધામ,
યા સો મુસીબતોંસે હુવા .ગમકા અજ.દહામ;
આ.ખિરમેં જબ અજલને કિયા આનકર સલામ.
.ગમમેં કિસી .હુસીંકે કોઇ હોગયા તમામ.
કોઇ .હુર પરિયાં છાતિસે લિપટાકે મરગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૪

૪ જો કે લાખો એશઆરામની હૃદયમાં ધુમ ધામ છે અથવા સેંકડો દુઃખોથી મારા ઉપર બેચેનીનો પર્વત તુટી પડયો પણુ છેવટમાં જ્યારે મૃત્યુએ આવી સલામ કરી; ત્યારે કોઇ કોઈના સ્વરૂપમાં પોતાનું જીવ છોડી ગયો અને કોઇ હુરપરીઓને છાતી સાથે ચાંપી મરણુ પામ્યો જીવતો રહેવા પામ્યો નહી. સર્વ કોઇ આવીને મરણુ પામ્યા.

પઢ.કર નમાજ. કોઈ રહા પાક બા વ.જુ,
કોઈ શરાબ પીકે ફિરા મસ્ત કુબકૂ.
નાપાકી પાકી મૌતકે ઠહેરી ન રૂબરૂ.
કોઈ ઈ.બાદતોંસે મુવા હોકે સુર્ખ રૂ.
નાપાક ફસિયાહ ભી પચતાકે મર ગયા.
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૫

૫ કોઈ વજુકરી પાક થઇ નમાજ પઢી અને કોઇ શરાબ પી ગલી ગલી ભટકયો. નાપાકી અને પાકી મૃત્યુ પાસે ઉભા રહેવા ન પામ્યા. કોઈ તો ખુદાની બંદગી કરી પવિત્ર થઇને ગયો અને કોઈ અપરાધોમાં પડી નાપાકી સાથે કાળે મોઢે ગયો એમાંથી કોઈ પણુ જીવતો રહેવા ન પામ્યો, દરેક આવી મરણુ પામ્યા.

કર દિલકે આઇનેકે તઈ સાફ એકબાર,
કસ્હે .કુલુબ ફિલપે કીયા અપને આશકાર.
જબ પીકને અજલકે કીયા આનકર પુકાર.
કામ આઇ રૌશની ન કરામાતકી બહાર.

.કામિલ ફ્કીર ખલ્ક.મેં કહેલાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૬

૬ હૃદયની આરસીને એક વખતે સાફ કરી અને પોતાના હૃદયને ચમત્કાર રૂપી બનાવી પ્રવીણ થઈ ગયો, પણ જ્યારે મૃત્યુ દુતે આવી અવાજ આપ્યો, ત્યારે તે પ્રકાશ અને ચમત્કાર કાંઇ પણ કામે ન આવ્યો પવીણ ફ્કીર કહાવી મરણ પામ્યો કોઇપણ જીવતો ન રહ્યો સર્વે કોઈ આવીને મરણ પામ્યા

બિલફ્ર્જ઼. ગર કીસીકો હુઇ યાદ કીમીયા,
યા મુફ્લીસીમેં એકને .ખુને જીગર પીયા.
કોઇ .જ્યાદા .ઉમ્રસે એકદમ નહીં જીયા.
સુખી કિસીને રોટી ચબા .ગમમેં જી દીયા.
ક.લિયા પુલાવ .જર્દો કહીં ખાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૭

૭ વિચારી લો કે જો કોઇને કીમીયા યાદ હોય અથવા એક ગરીબાઈમા પોતાનુ હ્રદય દુખી કર્યું; તેમજ કોઇ વધારે ઉમરે પહોંચ્યો, પરંતુ એક દમ પણ ન જીવ્યો અને કોઇએ સુખી રોટલી ચાવી દુખે જીવે આપ્યો; ત્યારે કોઈ પુલાવ કલીયો જર્દો ખાઈ મરણ પામ્યો જીવતો કોઇ પણ રહેવા ન પામ્યો સર્વે કોઇ આવી મરણ પામ્યા

પહેના લિબાસ .ખુબ અગર ઇ.ત્રકા ભરા,
યા ચીથડ.ાંકી ગુદડ.ી કોઇ ઓઢ. કર મરા;
આ.ખિરકો જબ અજબકી ચલી આન કર હવા,
પુલેકી ઝોંપડ.ીકો કોઇ છોડ. કર મરા;
બ.ગો મકા મ.હલ કોઈ બનવાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૮

૮ અત્યંત અત્તર લગાડી કપડા પહેર્યો અથવા કોઇએ ચીથરાઓની ગોદડી પહેરી; પરંતુ જ્યારે મોતની હવા ચાલી ત્યારે કોઇ તો ઘાસની ઝુંપડી છોડીને મરણ પામ્યું અને કોઇ બગીચાઓ મહેલ બનાવી મરણ પામ્યો. રહેવા કોઇ પામ્યો નહી. સર્વે આવી મરણ પામ્યા

ગેસુ બઢાકે કોઇ મશાયખ હુવા યહાં,
યા બેનવા હો કોઈ હુવા ખુદ મુંડા યહાં;
જબ મુરશદે અજલકા કદમ આયા દરમિયાં,
કોઇ તો લંબી દાઢી લીએ હો ગયા રવા;
પુંછિં ભવેં તિલક કોઇ મુંડવાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા ૯

૯ કોઈ તો માથા ઉપર વાળ વધારી મશાએખ થયો અથવા માથું મુંડાવી ફકીર થયો; પરંતુ જ્યારે કાળના ગુરૂનો કદમ વચમા આવ્યો તેમા કોઇ તો લાબી દાઢી લઇને રવાને થઇ ગયો અને કોઇ મુછો નેણ તીલક મુંડાવી મરણ પામી ગયો જીવતો કોઇ પણ ન રહેવા પામ્યો સર્વ કોઈ આવીને મરણ પામ્યા

ગર એક બે વિકાર હુવા એકકદ્ર દાર,
સરપર લગા જબ આનકે તેગે અજલકા વાર;
બેકદ્રી કામ આઇ કિસીકા ન કુછ વિકાર,
થા બે હયા સો વોહ તો મુવા ખોકે નગો આર;
ઔર જીસકો શર્મથી સો વોહ શરમાકે મર ગયા,
જીતા રહા ન કોઈ હર એક આકે મર ગયા. ૧૦

૧૦ જો એક બેકદર થયો અને એક કદરદાન પુરૂષ થયો; પણ જ્યારે તેઓના માથા ઉપર મોતની તરવારનો વાર પડયો. ત્યારે બેકદરી અથવા વદર કાઇપિણ કામે ન આવ્યું જે હૈયાફૂટો હતો તે તો પોતાની શરમ—આબરૂ ખોઈને મરણ પામ્યો અને જેને શરમ હતી તે તો શરમાઇને મરી ગયો. જીવતો કોઇ રહ્યો નહીં દરેક આવી મરણ પામ્યા.

કોઇ ઠુડી ચાબતા થા કોઇ મુઠ ઔર મટર,
જીસદમ કજાને હાથમેં લી તેગ ઔર સિપર;
કામ આઈ કુછ ફકીરી ન કુછ તખ્તકે ઔર છતર,
એહે ખાક પર મુવા વોહ મુવા તખ્તકે ઉપર;
થી જયસી જીસકી કદ્ર વોહ બતલાકે મર ગયા,

જીતા રહા ન કોઇ હર એક આકે મર ગયા. ૧૧

૧૧ કોઈ મોતી ચાવતો તો કોઇ દાળ ચાંવલ; પણ જ્યારે કાળે પોતાના હાથમાં તરવાર લીધી; ત્યારે તખ્ત છતર અને ફકીરી કાંઇ પણ કામે ન આવી. આ ધુળ ઉપર પડયો અને તે તખ્ત તથા છતર ઉપર પડયો. જેની જેવી કદર હતી તે બતાવી મરણ પામ્યો. જીવતો કોઈ પણ રહ્યો નહીં દરેક આવી મરણ પામ્યા.

.આશિક. હો ગર કિસીને કીસી ગુલકી ચાહકી,
મ.અશુકી. કામ આઇ કિસીકી ન .આશકી;
ઔર જબ અજલકી દોનોંસે આકર લગની લગી,
.આશિક.ને અપને ઇ.શ્ક. બઢા.નેમેં જાન દી;
દિલબર ભી અપને .હુસ્નકો ચમકાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હર એક આકે મર ગયા. ૧૨

૧૨ આશક થઈ કોઇએ કોઈ ગુલની ઈચ્છા કરી, પરતુ માસુકી અને આશકી કાંઈ પણ કામે ન આવી અને જ્યારે મોતની બન્ને સાથે આવી લગન લાગી આશકે પોતાની પ્રીતિ વધારવામા જીવન આપ્યુ, માશુક પણ પોતાના સ્વરૂપને ચમકાવી મરણ પામ્યો જીવ તો કોઇ પણ ન રહ્યો. દરેક આવી મરણ પામી ગયા.

કિત્નોમેં બઢ.કે અયસી બ.ઢી ઉલફતોંકી ચાહ,
જો જીસ્મો જાન એક હુવે હોકે વાહ વાહ;
.આશિક. મુવા તો મર ગયા માશુક. .ખ્વાહ મ.ખ્વાહ,
માશુક. મર ગયા તો વોહ.આશિક. ભી કરકે આહ;
ઉસ ગુલ બદનકી .કબ્ર ઉપર જાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૧૩

૧૩ કેટલાકોમાં તો એટલી બધી પ્રીતિ વધી પડી કે જેઓ જાણે એકજ શરીર રૂપી થઇ ગયા; જ્યારે આશક મર્યો ત્યારે તે જોઈ માશુક પણ મરી ગયો અને માશુક મરી ગઈ તો આશક પણ તેની ઉપર જઈ હાય કરી મરણ પામ્યો. જીવતો કોઈ પણ રહ્યો નહીં. સર્વ કોઇ આવી મરણ પામ્યા.

કયા કાલી પીલી શકલકે ગોરે ગુલ .ઓજા.ર,
.આશિક. કોઇ હર ઔર કોઈ મઅ.શુક. તર્હ્‌ દાર;
.આકિ.લ હકીમો .આ મિલો ફાજિ.લ રિસાલદાર,
પંડિત નુજુમી વૈદ યે નાદાં યે હોશીઆર;
દો દિનકી શાન હર કોઈ દિખલાકે મર ગયા,
જીતા રહા ન કોઈ હર એક આકે મર ગયા. ૧૪

૧૪ કાળી પીળી શકલના અથવા સ્વરૂપવાનો જેમા કોઈ તો આશક અને કોઇ માશુક છે અને કોઇ જંતરમંતર કરનાર, કોઈ સમઝદાર, કોઇ હકીમ, કોઈ રીસાલેદાર, પંડિત, વૈદ્ય, જોશી, નાદાન અથવા હોશીઆર એ સર્વે હુસીયારી બે દિવસ માટે બતાવી મર ણ પામ્યા. કોઇ પણ જીવતો રહેવા ન પામ્યા દરેક કોઇ આવી મરી ગય .

કયા ઓછી જા.ત પાતકે અશરાફ઼ કયા નજીબ,
કિ.સમતસે ફુટી કૌડી કિસીકો ન હો નસીબ;
જીસદમ કજા.કે હાથને બન્દ આંખકી હ.બીબ,
કયા હોશીઆરો આ.કે.લો દાના વ કયા તબીબ;
કોઈ ખ.જા.ના .ખાકમેં ગડ.વાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હર એક આકે મર ગયા. ૧૫

૧૫ નીચ ઉચ્ચ જાતના અથવા અશરાબ કે કમજાત ભાગ્યથી કોઇને ફુટી કોડી પણ ન મળે કે જે સમય મરણનાં હાથે આંખ્યો બંધ કીધી તે વખતે સમજદાર, જ્ઞાની, અકલમંદ, દાના અને તબીબ જેમાંના કોઈ તો જમીનમા ખજાનો ડટાવી મરણ પામ્યો એમા કોઈ પણ જીવતા ન રહ્યા દરેક આવી મરણ પામી ગયા.

મરનેસે પહેલે મર ગએ જો .આશિક.ને .જાર,
વોહ .જીન્દ એ અબદ હુવે તા .હશ્ર બરક.રાર;
કયા કાતિખાને એહલે કલમ .ખુશ નવીસ કાર,
જીતની કિતાબેં દેખતે હો લાખ યા હ.જાર;
કોઇ લિખકે મર ગયા કોઇ લિખવાકે મર ગયા,
જીતા રહા ન કોઇ હરએક આકે મર ગયા. ૧૬

૧૬ જે આશકો મોતની પહેલાં મરણ પામી ચુકયા છે તેઓ કયામત સુધી જીવતાજ રહેનાર છે તેમાંના શું સરસ લખનારા કલમના ધણી હોય જેટલી કીતાબો લખો અને હજારો જુઓછો તેમાંની કોઇ લખી અને લખાવી મરણ પામ્યો, કોઇ પણ જીવતો રહેવા ન પામ્યો દરેક આવી મરી ગયા

પીરો મુરીદ શાહો ગદા મીર ઔર વ.જીર,
સબ આનકર અજલકે હુવે દામમેં અસીર;
મુફ્લિસ .ગરીબ સા.હિબે તાજો અલમ સરીર,
કૌન ઇસ જહાંમેં જી.ન્દા રહા અય મીયાં નજી.ર;
કોઇ હ.જારોં .અયશકી ઠહેરાકે મર ગયા,
જીતા રહા ન કોઈ હરએક આકે મર ગયા. ૧૭

૧૭ પીર, મુરીદ, બાદશાહ, ફકીર, અમીર, વજીર, એમાના સર્વે આવી મૃત્યુના શીકાર થઇ પડ્યા ગરીબ, ભીખારી, અથવા બાદશાહ કોઈ પણ મીયાં નજીર કહે છે કે જીવતા રહેવા પામ્યા નથી. કોઈ તો હજારો રીતના આરામ ઉડાવી મરી ગયા તેમાથી જીવતો કોઇ પણ ન રહ્યો સર્વે કોઇ આવી મરણ પામી ગયા

## ફ.કિ.રોંકી સદા—ફકીરોનાં વચન. ૧૫

ઝટ માર અજલકા આ પહોંચા ટુક ઇસકો દેખ ડરો બાબા,
અબ અશ્ક બહાઓ આંખોંસે ઔર આહેં સર્દ ભરો બાબા;
દિલ હાથ ઉઠા ઈસ જીનેસે બે બસ મન માર મરો બાબા,
જબ બાપકી .ખાતિર રોતે થે અબ અપની .ખાતિર રો બાબા;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડે.પર .જીન ધરો બાબા,
અબ મૌત નક.ારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૧

૧ મૃત્યુનો સમય આવી પહોચ્યો તેને જોઇ કંઈક ડરે, અને આખ્યોથી અશ્રુઓ ઢાળી હાય વોય કરો અને આજીવનથી હાથ

ઊચકી તમારૂં મન મારીને મરો. પહેલા તો પિતા માટે રડતા હતા, હવે તમો તમારા માટે રડો. શરીર સુકીને કમર તે કુબડી થઈ ગઇ હવે ઘોડાની ઉપર જીન રાખો કાળનાં નગારાં વાગી ચુકયાં, ચાલવાનો સામાન કરો

અબ જીનેકો તુમ રૂખસત દો ઔર મરનેકો મહેમાન કરો,
ખયરાત કરો એહસાન કરો યા પુન કરો યા દાન કરો;
યા પુરી લડુ બનવાઓ યા ખાસા હલવા નાન કરો,
કુછ લુત્ફ નહીં અબ જીનેકા અબ ચલનેકા સામાન કરો;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડે પર જીન ધરો બાબા,
અબ મોત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૨

૨ હવે જીવનને રજા આપી મરવાને પરોણા તરીકે બોલાવો શખાવત કરો યા પુન્ય કરો અથવા દાન કરો અથવા પુરી લાડવા હલવો ન બનાવો હવે જીવનમાં કશું પણ સુખ નથી. હવે ચાલવાનો સામાન કરો. શરીર સુકી કમ્મર કમાન જેવી થઇ. હવે ઘોડા ઉપર જીન ચઢાવો, હવે મૃત્યુના નગારા વાગી ચુકયા ચાલવાની ફીકર કરો.

દિલ કુટો અપના જીનેસે અબ ઔર ગલેકો મત કાટો,
અબ ચાટ ફનાકી ટુક ચખ્ખો ઔર ખુન કિસીકા મત ચાટો;
ધુન છોડો હિસ્સે બખરેકી ઔર ભાજી અપની તુમ બાટો;
ના કદ બછેરે કુદ ચુકે અબ ઔર દુલત્તી મત ચાટો;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડે પર જીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૩

૩ જીવવા કાજે હૃદયને નહિ કુટો હવે મૃત્યુની લહેજત પણ ચાખો. અને કોઇનો રકત રેડવાથી હાથ ઉચકો. ભાગ પાડવાની ધુનને છોડી તમારી ભાજી હવે વહેંચો. હવે બધી જગ્યાએ કુદી ચુકયા. હવે બે લાતો મારો નહિ શરીર સુખાઇ કમ્મર કમાન જેવી થઇ. હવે ઘોડા ઉપર જીન ચઢાવી ચાલવાનો સામાન કરો; કારણ કે મૃત્યુનાં નગારાં વાગી ચુકયા છે

એહે અસ્પ બહોત કુદા ઉછલા અબ કોડા. મારો જો.ર કરો,
જ્ગ માલ અખટા કરતેથે અબ તનકા અપને ઢેર કરો;
ગઢ. દુટા લશકર ભાગ ચુકા અબ મ્યાનમેં તુમ શમશીર કરો,
તુમ સાફ લ.ડાઇ હાર ચુકે અબ ભાગનેમેં મત દેર કરો;
તન સુખા કુબડી. પીઠ હુઇ ઘોડે.પર જી.ન ધરો બાબા,
અબ નોત નકા.રા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૪

૪. આ ઘોડાઓએ ઘણી ખરી ઉછળ કુદ કીધી, હવે તેને કોરડો મારીને ઠંડો કરો. પહેલા તો માલ એકત્ર કરતા હતા હવે તમારા શરીરને ઢગવાળો, કિલ્લો તુટી લશકર ન્હાસી ચુકયું હવે તમારી તરવારને મીયાનની અંદર કરો. તમો ખુલ્લી રીતે લડાઇમાં હારી ચુકયા. હવે ન્હાસવામા કાંઇ પણ વાર ન કરો શરીર સુકાઇ કમ્મરે વાંકા વળી ગયા. હવે ઘોડા ઉપર જીન ધરી ચાલવાનો સામાન તૈયાર કરો, કારણ કે મૃત્યુના ડંકા વાગી ચુકયા છે.

સરકાંપા ચાંદી બાલ હુવે મુહ ફુચલા પલકેં આન ઝુકીં,
કદ. ટેઢા કાન હુવે બહેરે ઔર આંખેંભી ચુંધીયચે ગઈ;
સુખ નીંદ ગઇ ઔર ભૂખ ઘટી દિલસુસ્ત હુવા આપાજ. મહીં,
જો હોની થી સો હો ગુજ.રી અબ ચલનેમેં કુછ દેર નહીં;
તન સુખા કુબડી. પીઠ હુઇ ઘોડે. પર જીન ધરો બાબા,
અબ મૌત નકા.રા બાજ ચુકા ચલનેકી ફિક્ર નરૌ બાબા. ૫

૫ માથાના વાળો સફેદ થઇ માથું કંપવા લાગ્યું અને મોઢાનુ ચામડુ દાંતો પડી જવાથી બેશી જઇ મોઢું ફેલાઇ ગયું અને પાપણો ઝુકી પડી શરીર વાંકુ અને કાન બહેર મારી ગયા અને આંખ્યો મીચમીચી યઇ પડી. સુખ નિદ્રાની નાશ પામી ભુખ ઘટી હૃદય સુસ્ત થઇ પડયું અને સાદ બારીક થયો. જે થવાનું હતું તે થઇ ચુકયું. હવે ચાલવામાં વાર નથી. શરીર સુખાઇ કમ્મરે વાંકા થયા, હવે ઘોડાની ઉપર જીન ધરી ચાલવાની ફીકર કરો કારણ કે મૃત્યુના નગારા વાગી ચુકયાં છે.

એહે પાઉં ઘસિટ કર ચલનેસે મત રસ્તેકો હયરાન કરો,
ઔર પોપલે મુંહસે રોટીકો મત મલમલ કર હલકા ન કરો;

અબ આપ હુવે તુમ પાનીસે મત પાનીકા નુકસાન કરો,
કુછ લાભ નહીં હય જીનેમેં અબ મરનેસે પયચાન કરો;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડેપર જીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૬

૬. પગ ઘસડીને ચાલી રસ્તાને હેરાન કરવાનું છોડી દો અને બોખા મોઢાથી રોટલીને પીલી પીલીને નાહક દુખી ના કરો. હવે તમો પોતે પાણીની પેદાશ થઇ. પાણીનું નુકશાન ના કરો. જીવવામાં લાભ નથી. હવે કાલ સાથે દોસ્તી બાધી લો. કારણ કે શરીર સુખાઇ ગયુ અને કમર વાકી થઇ ગઇ. હવે ઘોડા ઉપર જીન ધરી ચાલવાની સફર કરો, કારણ કે મૃત્યુનાં નગારાં વાગી ચુકયાં છે.

ગર અચ્છી કરની નેક અમલ તુમ દુનિયાસે લે જાવોગે,
તો ઘર અચ્છાસા પાઓગે ઔર સુખસે બયઠકે ખાવોગે;
ઔર અયસી દૌલત છોડકે તુમ જો ખાલી હાથોં જાઓગે,
કુછ બાત નહીં બન આનેકી ઘબરાઓગે પછતાઓગે;
તન સુખા કુબડી પીઠ હુઈ ઘોડેપર જીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા; ૭

૭ જો સારી કરણી અને શ્રેષ્ટ અમલ દુનિયાથી લઇ જશો તો ત્યાં સારૂ ઘર મેળવી સુખથી બેશીને ખાશો અને એવી દોલત છોડી તમો જો ખાલી હાથે જશો તો કાંઇ વાત બનનાર નથી. ગભરાઇને પસ્તાશો. શરીર સુખાઇ ગયું, કમર વાંકી થઇ. ઘોડા ઉપર જીન ધરી ચાલવાનો સામાન કરો; કારણ કે મૃત્યુના નગારા વાગી ચુકયાં છે.

યહે ઉમ્ર જીસે તુમ સમઝે હો યહે હરદમ તનકો ચુનતી હય,
જીસ લકડીકે બલ બયઠે હો દિન રાત યહે લકડી ઘુનતી હય;
તુમ ગઠડી બાંધો કપડેકી ઔર દેખ અજલ સર ધૂનતી હય,
અબ મૌત કફનકે કપડેકા યાં તાના બાના બૂનતી હય;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડેપર જીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૮

૮ આ જીવન સમજો છો જેને તે દરેક સમયે શરીરને ચણે છે. તમે જે લાકડીના જોર ઉપર બેઠા છો તે લાકડી રાત દિવસ સડતી જાય છે. તમો કપડાની ગાંઠડી બાધો છો જે જોઇ મૃત્યુ માથું હલાવે છે. હવે મોતે કફનનાં કપડાઓનો અહીં તાણો પુરવો શરૂ કર્યો છે શરીર સુખાઇ ગયું. કમર વાકી વળી ગઇ. હવે ઘોડાની ઉપર જીન ધરી ચાલવાની ફીકર કરો; કારણ કે હવે મૃત્યુના નગારા વાગી ચુકયા છે

**ઘરબાર રૂપયે ઔર પયસેમેં મત દિલકો તુમ ખુરસન્દ કરો,**
**યા ગોર બનાવો જંગલમે યા જામના પર આનંદ કરો;**
**મૌત આન લતાડેગી આખિર કુછ મકર કરો કુછ ફંદ કરો,**
**બસ ખુબ તમાશા દેખ ચુકે અબ આંખેં અપની બંદ કરો;**
**તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડેપર જીન ધરો બાબા,**
**અબ માત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા. ૯**

૮ ઘરબાર રૂપૈયા અને પૈસામા તમો તમારા હૃદયને ખુશી ન કરો યા તો જંગલમા કબર બનાવો અથવા જમનાની ઉપર આનંદ કરો ( એટલે બલિદાન થઇ જાઓ ) મૃત્યુ આવી પકડશે તે સમયે કોઇ પ્રકારનો દગો ચાલવાનો નથી. હવે સઘળો તમાશો જોઇ ચુકયા. તમારી આંખ્યો મીચી લ્યો શરીર સુખાઇ ગયું કમર વાંકી વળી ગઇ ઘોડાની ઉપર જીન ધરી અને ચાલવાનો સામાન કરો; કારણ કે મૃત્યુ પોતાનો ડંકો વગાડી ચુકેલ છે.

**યહ ઉંટ કિરાએકા યારો સદુક. જનાજા ભારી હય,**
**જો ઇસ્પર હો અસવાર ચલે, ફિર ઘોડે ના અમ્બારી હય;**
**કિસ નીંદ પડે તુમ સોતે હો યહ બોઝ તુમ્હારા ભારી હય,**
**કુછ દેર નહીં અબ આહ નજીર તૈયાર ખડી અસવારી હય;**
**તન સુખા કુબડી પીઠ હુઈ ઘોડેપર જીન ધરો બાબા,**
**અબ મૌત નકારા બાજ ચુકે ચલનેકી ફિક્ર કરો બાબા. ૧૦**

૧૦ આ ભાડાના ઉંટ ઉપર જનાજાની પેટી ભરી છે. જ્યારે તેના ઉપર સવાર થઇ ચાલ્યે। ત્યારે પછી ઘોડા અને અમ્બારી કાઇ

પણ કામની નથી. તમો કઇ નિદ્રામાં મસ્ત પડયા છે. આ તમારો વજન ભારી થઈ ચુકેલ છે. હવે કંઇપણુ વાર જેવી નજીર કંઇજ નથી. સવારી તૈયાર ઉભેલી છે. શરીર સુખી ગયુ કમ્મર વાકી વળી ગઇ. હવે ઘોડા ઉપર જીન રાખી ચાલવાનો સામાન દુરસ્ત કરો; કારણુ કે મૃત્યુનો ડંકો વાગી ચુકયો છે.

---

## મુસદ્દસ–તથા ૧૬

---

જીતને તુ દેખતા હય યેહ ફલ કુલ પાત બેલ,
સબ અપને અપને કામ કે હંય કર રહે ઝમેલ;
નાતા હય યાં સો નાથ જો રિશ્તા હય સો નુકેલ,
જો ગ.મ પડે. સો ઉસકો તુ અપને હી તનપે ઝેલ.
ગર હય ફકીર તું તો ન રખ યાં કિસીસે મેલ,
યાં તૂં બડી ન બેલ પડા અપને સરસે ખેલ. ૧

૧ દુનિયામા જેટલા ફળ ફુલાદિક છે તેઓ પોતપોતાનાજ ઝમેલા કરી રહ્યા છે. સગાઇ નાથ તરીકે કહેવાય છે; પરંતુ જે પોતાને માથે પડે છે તે પોતાનેજ ઉંચકવુ પડે છે. જો તુ ફકીર જ છે તો કોઇ સાથે મેળ મેળાપ ન રાખ અહી તુ પોતાની વડાઈઓ ન માર, કારણુ કે તારા માથા ઉપર મોટો ખેલ ઉભેલો છે

યેહ સુરતેં જો દેખે હય મત ઇન્સે દિલ લગા,
ખરરેં યેહ સુતિયાં ઇન્હેં અય યાર મત જગા;
શજરા કુલાહ ફેંક ઉડા દે ઝુકા લગા.
આગે કો છોડ. નાથ ન પીછે કો રખ પગા,
ગર હય ફકીર તું તો ન રખ યાં કિસીસે મેલ;
યાં તુંબડી ને બેલ પડા અપને સરસે ખેલ. ૨

૨ આ સુરતો જે જુએ છે તેની સાથે દિલ ન લગાડ અને આજે ઉંઘાયલી વસ્તુઓ છે તેને જાગૃત અવસ્થામાં ન લાવ. વંશાવળી ટોપી નાંખી શરાબનાં ગ્લાસ ઉડાવ. જે એવી રીતે કે આગે

નાથ અને પાછળ પગા જેવું કાંઇ ન રાખ. જો તુ ફકીર છે તો અહીં કોઈની સાથે મેળાપ ન રાખ. અહીં તુ મ્હોટી મ્હોટી વાતો ન કર; કારણ કે તારા માથા ઉપર ખેલ ઉભેલો છે:

જબ તું હુવા ફકીર તો નાતા કિસીસે કયા,
છોડા કુટમ તો ફિર રહા રિશ્તા કિસીસે કયા;
મતલબ ભલા ફકીરકો બાબા કિસીસે કયા.
દિલબરકો અપને છોડકે મિલના કિસીકો ક્યા,
ગર હય ફકીર તું તો ન રખ યાં કિસીસે મેલ;
યાં તું બડી ન ખેલ પડા અપને સરપે ખેલ, ૩

૩. જ્યારે તુ ફકીર થયો, ત્યારે કરેલો સંબધ શુ કામનો છે? જ્યાારે કુટંબ કબીલાને છોડી દીધુ; ત્યારે પછી મેળમેળાપ શા કામનો? ફકીરને બીજાઓ સાથે મતલબ શી? પોતાના પ્યારાને છોડી કોઈની સાથે શા કારણે દિલ લગાડવો જો તુ ફકીરજ છે તો અહીં કોઇની સાથે મેળમેળાપ ન રાખ. અહીં તું મ્હોટાઇની વાત ન કર; કારણ કે તારા શીરે ખેલ ઉભેલો છે.

તેરી ન મ્હે જમીન હય નઈ તેરા આસમાં,
તેરા ન ઘર ન બાર ન તેરા મ્હે જીસ્મો જાં;
ઉસ્કે સિવાકે જીસ્પે હુવા તુ ફકીર યાં,
કોઇ તેરા રફીક ન સાથી ન મહેરબાં.
ગર હય ફકીર તુતો ન રખ યાં કિસીસે મેલ,
યાં તું બડી ન ખેલ પડા અપને સરપે ખેલ. ૪

૪ આ જમીન તથા આકાશ તારા નથી, તેમજ આ ઘરબાર તથા આત્મા અને શરીર પણ તારો નથી. જે ચીજ ઉપર તું ફકીર થયો છે તેની શિવાય બીજુ તારૂં કશુએ નથી. કોઇ પણ તારો મિત્ર અથવા સાથ જેવો નથી. જો તું ફકીર છે તો અહીં કોઈની સાથે મેળાપ ન રાખ. અહીં તું તારી મ્હોટાઇ ન કર; કારણ કે તારા માથા ઉપર ખેલ ભમે છે.

દેતા હય અપને દિલકો દે ઉસ કિસીકો હાથ,
જીસ યાર સે કે હોતે રે જીતે મુવેકા સાથ.

આર વ્હે જો તુજસે કરતે હૈંય મિલમિલકે મીઠીબાત;
મારા પડેગા દેખ નખા ઈન્કી આત ઘાત,
ગર હય ફકીર તુતો ન રખ યાં કિસીસે મેલ;
યાં તો ખડી ને બેલ પડા અપને સરપે ખેલ. ૫

૫ તારે અગર તારૂં દિલ કોઇને આપવુ હોય તો તેવાને હાથે આપ કે જેની સાથે તારા જીવન મરણનો નીભાવ હોય. જેઓ તારી સાથે મળીને મીઠી મીઠી વાતો કરે છે તેમની ચાલમાં ન આવ, કારણુ કે એમની (ઈંદ્રિઓની) જાળમા પડતાં ફંસાઇ પડશે. જો તું ફકીર છે તો અહીં કોઇની સાથે મેળ મેળાપ ન રાખ. અહીં તું તારી વાત મ્હોટાઈની ન કર, કારણુ કે તારા માથા ઉપર ખેલ ઉભેલો છે.

વ્હે ઉલ્ફતોં કે સાથ તેરે આઠ પહેર હૈંય,
વ્હે ઉલ્ફતેં નહીં હૈંય મેરી જાન કહેર હૈંય;
જીતને વ્હે શહેર દેખે હૈંય જાદુકે શહેર હૈંય,
જીતની મિઠાઈઆં હૈંય મેરી જાન જહર હૈંય.
ગર હય ફકીર તુ તો ન રખ યાં કિસીસે મેલ,
યાં તું ખડી ન બેલ પડા અપને સરપે ખેલ. ૬

૬ આ મિત્રતાની સાથે જે તારા આઠ પહોરો છે તેને મીત્રતા ન જાણી વિષ સમાન સમજ. જેટલાં આ શહેર તે જોયાં છે તે બધા જાદુના શહેર છે. અને જેટલી મીઠી ચીજો છે તે એક વિષ સમાન જ છે જો તું ફકોર જ છે તો અહીં કોઇની સાથે મેળાપ ન રાખ. અને તારી મ્હોટાઇ ન કર; કારણુ કે તારા માથે ખેલ ઉભો છે.

ખુબાંકે વ્હે જો ચાંદ સે મુંહ પર ખુલે હૈંય બાલ,
મારા હય તેરે વાસ્ને સૈયાદને વ્હે જાલ;
વ્હે બાલ બાલ અબ હય તેરી જાનકા વબાલ,
ફંસીયો ખુદાકે વાસ્તે ઇસ્મેં ન દેખ ભાલ;
ગર હય ફકીર તુ તો ન રખ યાં કિસીસે મેલ,
યાં તું ખડી ન બેલ પડા અપને સરપે ખેલ. ૭

૭ ખુબ સુરતીનાં ચંદ્રમા ઉપર જે વાળ પડેલા છે તે તરફ શીકાર કરવા જાળ રૂપી પાથરવામાં આવેલ છે. આ એક એક વાળ તારા જીવનનાં જોખમરૂપી છે એમાં જોઇ કરીને ફસવાથી દૂર ભાગ, જો તું ફકીર છે તો અહીં કોઇની સાથે મેળાપ ન રાખ અને તું તારી મ્હોટાઇ ન ચલાવ; કારણ કે તારા માથા ઉપર ખેલ ભમે છે.

જીસ્કા હય તુ ફકીર ઉસીકો સમઝ તુ યાર,
માંગે તો માંગ ઉસસે કયા નક્દ કયા ઉધાર;
દેવે તો લે વહીજો ન દેવે તો કમ ન માર,
ઉસ્કે સિવા કિસીસે ન રખ અપના કારોબાર;
ગર હય ફકીર તૂ તો ન રખ યાં કિસીસે મેલ,
યાં તૂં ખડી ન ખેલ પડા સરસે અપને ખેલ. ૮

૮. જેનો તુ ફકીર છે તેને જ તુ સમજ અને જે રોકડો અથવા ઉધા માંગવો હોય તોર તે તેનીજ પાસેથી માંગ અને તે આપે તોજ લે ન આપે તો કાંઇ પણ ના કહે તેના શિવાય કોઇ સાથે પણ તારો કારભાર ન રાખ જોતું ફકીર છે તો અહી કોઇની સાથે મેળાપ ન રાખ અને તુ તારી મ્હોટાઇને મૂકી દે, કારણ કે તારા માથે ખેલ ભમે છે.

દુનિયા ઇસે ન જાન યહે દરિયા હય કહેરદાર,
લાખોં મેં ઇસ્સે કોઇ ઉતર કર હુવા ન પાર;
જબ તૂ બહા તો ફિર ન મિલેગા તુઝે કિનાર,
મલ્હનાહ યાં ન નાવ ન બલ્લી હય મેરે યાર;
ગર હય ફકીર તૂ તો ન રખ યાં કિસીસે મેલ,
યા તૂ ખડી ન ખેલ પડા અપને સરસે ખેલ. ૯

૯. તેને દુનિયા ન સમઝ એ એક મુસીબતોનો દરિયા છે એના ઉપરથી ઉતરી લાખોમા કોઇ પાર થયો નથી, જ્યારે તું તણાવા લાગ્યો તો પાર લાગનાર નથી, કારણ કે હોડી ચલાવનાર અથવા હોડી આગળ એમાંનુ કશું નથી. જોતું ફકીર છે તો અહીં કોઇ સાથે મેળ ન રાખ અહીં તુ તારી મોટાઇ ન માર; કારણ કે તારા માથા ઉપર ખેલ ઉભેલો છે.

દુનિયા ન ઇસે કહે યહે તિલિસમાત હય મિયાં,
યહે જાનવર યહે બાગ. યહે ગુંલજા. યહે મકાં;
શકલેં જો દેખતા હય યહેં જાદુકી હય અ.યાં,
સબ કુછ તેરે તઇ હય યહે ધોકેકી ટટ્ટીયાં;
ગર હય ફકીર તૂ તો ન રખ યા કિસીસે મેલ,
યાં તૂં ખડી ન બેલ પડ.ા અપને સરસે ખેલ.૧૦

૧૦ એને દુનિયાન કહે એ એક તીલીરમ રૂપી છે. આ જાનવર, બગીચા, વાડીઓ અને ઘરો તેમજ જે કાંઈ સૂરતો અહી જોવામાં આવે છે. એ સર્વે તારા માટે દગાની ટટીઓ રૂપી છે, જો તું ફકીરજ છે તો અહીં કોઈની સાથે મેળાપ ન રાખ અને તું તારી ન ચલાવ, કારણુ કે તારા શીરે ખેલ ઉભો રહેલો છે.

કયા ફાયદા અગર તુ હુવા નામકા ફકીર,
હોકર ફકીર તુ ભી રહા હાલમે અસીર;
અયસા કીથા તો પુક.કો નાહ.ક કીયા અસીર,
હમ તો ઇસી સખુ.ન કે હય કાયલ મીયાં નજીર;
ગર હય ફકીર તુ તો ન રખ યાં કિસીસે મેલ,
યાં તૂ ખડી ન બેલ પડા અપને સરસે ખેલ. ૧૧

૧૧ જો તું નામનો ફકીર થયો હશે તો શું લાભ થશે ? કારણુ કે તે સ્થિતિમા પણુ એક કેદી તરીકેજ છે. જો એમજ હતું તો ફકીરપણાને શા માટે એક બંદીવાન તરીકે બનાવ્યો ? આમો તો મીયા નજીર એજ શબ્દો માનવારા છીએ કે જોતુ ફકીરજ છે તો અહીં કોઇ સાથે પણ સંબંધ ન રાખ અહીં તું તારી પોટાઇ ન કર કારણુ કે તારા માથા સાથે ખેલ વળગેલો છે

---

## દુનિઆ.મે. ખુ.દા-ઇશ્વરી બક્ષીસ. ૨૦

અય દિલ કહી તુ જાકે ન અપની જ.બાં હિલાએ,
ઔર દર્દ અપને દિલકા કિસીકો તુ મત સુનાએ;
માંગ કિસ્સે જીરકે હાથસે તુ પેટ ભરકે ખાએ,

મશહુર એહે મસલ હય કહું કયા મંય તુજસે હય;
મ.યરજ. ખુ.દાકે કિસ્મેં હય કુ.દરત જો હાથ ઉઠાએ,
મક. દુર કયા કીસીકા વહી દે વહી દિલાએ. ૧

૧ આ હૃદય તો કોઇ પાસે જઇ પોતાની ફરીયાદ કરતો નથી માટે હે; અંતઃકરણતું પણ જઇ કોઈના આગળ જબાન હિલાવવાનું ન કર, તેનીજ પાસે માંગ કે જે તને પેટ બરી ખવાડે છે. આ કહેવત પ્રખ્યાત થઇ પડી છે કે ખુદા શિવાય કોઇમા શકિત નથી કે તે પોતાનો હાથ ઉંચો કરે. કોઇનો પણ ભાર નથી કે તે કોઇને આપી શકે.

કા.દિર ક.દીર ખા.લીકે.ા હા.કિમ હ.કીમ હય,
માલીક માલીક હે.ય તવાના ક.દીમ હય;
દોનો જહાંમેં જા.ત ઉસીકી કરીમ હય,
યઅ.ને ઉશી.કા નામ ગ.ફુરૂર રહિ.મ હય;
ગ.યરજ ખુ.દાકે કિસ્મે હય કુ.દરત જો હાથ ઉઠાએ,
મક.દુર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૨

૨ તેજ માલીક પેદા કરનાર, હાકમ અને હિકમતવાળો જીવનો રહેનાર કુદરતવાળો અને કાયમ રહેનારો છે.તેની બક્ષીસો બન્ને જગની અંદર છે. એટલે તેનું નામ મહેરબાનીના કરનાર તરીકે પ્રખ્યાત છે. તેના શિવાય કોઈમાં પણ શકિત નથી કે પોતાનો હાથ ઉઠાવે અને કોઇનો ભાર નથી કે કંઇ પણ આપી શકે.

સત્તાર જુ.લ જલાલ ખુદાવન્દ કિર દિગાર,
રજ.જા.ક. કારસાજ. મદદ ગાર દોસ્ત દાર;
ઈન્સાન દેવ જીન્નોપરી ફીલો મોરો માર,
જારી ઉસીકે હાથસે હય સબકે કારો બાદ;
ગ.યરજ. ખુ.દાકે કિસ્મે હય કુદરત જો હાથ ઉઠાએ,
મક.દુર કયા કિસીકો વહી દે વહી દિલાએ. ૩

૩ તે પાક પરવરદિગાર ખાવાનું પહોંચાડી મદદ કરે છે. તેમાં મનુષ્ય, દેવ, જીન, પરી, હાથી, મોર અને સાંપ એ સર્વેના

તેનાજ હાથથી કામ ચાલે છે તેના શિવાય કોઇમાં પણ શકિત નથી કે પોતાનો હાથ ઉંચકી શકે. કોઇનો પણ ભાર નથી કે કંઇપણ આપી શકે.

કહને કે તઇ અગર્ચે વોહ અબ બે નિયાજ હય,
પર સબ નયા જ.મન્દોંકા ઉસ્પરહી નાજ. હય;
જીતને હુંય બન્દે સબકા વોહ બન્દે નવાજ. હય,
જીતની હય ખલ્ક. સબકા વહી કાર સાજ. હય;
ગ.યરજ. ખુ.દાકે કિસ્મે હય કુ.દરત જો હાથ ઉઠાએ,
કમદ્દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૪

૪ કહેવામાં તો તેની જાત અલગપણું રાખનારી છે; પ-રતુ સર્વે અપેક્ષીઓને તેનાજ ઉપર મ્હોટાઇ છે. જેટલા સેવકો છે તેનોતે માલેકછે અને જેટલી પેદાયશની વસ્તુઓછે તેને તેજ પહોંચાડનાર છે. તેના શિવાય કોઇની અંદર શકિત નથી કે પોતાનો હાથ ઉચકી શકે અને આપવાનુ કોઇ પણ સામર્થ્યરાખીશકતો નથી

એહલે જહાં હુંય જીતને તુ ઇન સબકા છોડ. હાથ,
નઇં પાઉં પડ કિસીકે તુ અય દિલ ન જોડ. હાથ;
દો હાથવાલે જીતને હય ઇન સબસે મોડ. હાથ,
ઉસસેહી માંગ જીસ્કે હુંય અબ સૌ કરોડ. હાથ;
ગ.યજ ખુ.દાકે કિસ્મે હય. કુદરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૫

૫ દુનીયાવાળાઓ જેટલા કાંઇછે તેઓનો હાથ છોડી દે અને પગ તેમજ હાથ તેઓ આગળ જોડવાનું છોડીદે. જેઓ બે હાથ વાળાઓ છે તેઓથી મોઢું ફેરવીને અને તેની પાસેથી માંગ કે જેના કરોડો હાથ છે તેના શિવાય કોઇમાં પણ શકિત નથી કે કોઇને કંઇ ચીજ આપી શકે અને કોઇનું પણ સામર્થ્ય નથી. તેજ આપવા લેવા વાળો છે.

ઉસ્કે સિવા કિસીકે કને ગર તુ જાએગા,
ઇસ આબરૂકો અપની તુ નાહ.ક. ગંવાએગા;

શરમિન્દા હોકે યુંહી તુ ખાલી ફિર આએગા,
બિન હુકમ ઉસ્કે યાર તુ એક જવ ન પાએગા;
ગ.યરજ. ખુદાકે કિસ્મે હય કુદરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૬

૬ તેના શિવાય જો તુ બીજા કોઇ પાસે જશે. તો તારી આ આબરૂને નાહકમા ગુમાવશે અને નામુરાદ થઇ ખાલી જ હાથે પાછો આવશે અને તેના હુકમ શિવાય એક જવ બરાબર પણ મેળવી શકનાર નથી તેના શિવાય કોઇ પણ આપવા લેવાની કુદરત તમજ સામર્થ્ય રાખી શકતો નથી.

જ.રસીમો લઅ.લ દુરકી ભુવારી ઉસીસે માંગ,
સન્દુક. માલો ધનકી પિટારી ઉસીસે માંગ;
બેટા ભી માંગતા હય તો જારે ઉસીસે માંગ,
કૌડી ભી માંગની હય તો પ્યારે ઉસીસે માંગ;
ગ.યરજ.ખુ.દાકે કિસ્મે હય કુદરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કીસીકા વહી દે વહી દિલાએ. ૭

૭ સોનુ, મોતી, હીરા, ઝવેરો તેનીજ પાસેથી માગ પૈસાટકાની પેટીઓ માંગવી હોય તો તેનીજ પાસેથી માગ જો પુત્ર પણ માગવો હોય તો તેનીજ પાસેથી માગ અને કોડી પણ માગવી હોય તો તેનીજ પાસેથી માંગ તેના શિવાય કોઇમા પણ શકિત નથી કે હાથ ઉઠાવી કોઇને કાંઇ આપી લઇ શકે.

ગર વોહ દિલ.યા ચાહે તો દુશમનસે લા દિલાએ,
ઓર જો ન દેતો દોસ્ત ભી ફિર અપના મુહ છુપાએ;
બિન હુ.કમ ઉસ્કે રોટીકા ટુકડા ન હાથ આએ,
ગર ચુલ્લુ પાની માગો તો હરગિજ.ન કોઇ પિલાએ;
ગ.યરજ. ખુ.દાકે કિસ્મે હય કુદરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૮

૮. જો તે અપાવવા ઇચ્છે તો તેના શત્રુની મુંડી પકડી તેની પાસેથી અપાવે છે અને જો ન આપવા ચાહે તો મીત્ર પણ પોતાનું

મોઢું સંતાડે છે તેના હુકમ વગર કકડો રોટલી પણ મળી શકે નહી. જો તમો એક ટીપું પાણી માંગો તો તે પણ ન મળી શકે. તેના શિવાય કોઇમા પણ આપવા લેવાની શક્તિ નથી અને કોઈ પણ સામર્થ્ય રાખતો નથી

જ.રદાર જીસ્કો સમઝા હય તુ સેઠ સાહુકાર,
એહે સબ ઉસીસે માંગે હંય દિનરાત બાર બાર,
હરગિજ કિસીકે સામને મત હાથ કો પસાર,
પુરી તેરી ઉસીકે દીએસે પડ.ગી યાર;
ગ.યરજ. ખુ.દાકે કિસ્મે હય કુ દરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૯

૯ પૈસાવાળો અને શેઠ શાહુકાર તુ તેને જ જાણ, અને કોઇ બીજા આગળ ઘડી ઘડી હાથ ન ઉઠાવ તારૂં પુરૂં તેનાજ દેવાથી પડશે અને તેનીજ પાસેથી માગ તેના શિવાય કોઇપણ કઇ આપવાની શક્તિ રાખી શકતો નથી. તેજ આપી અને લઇ શકવાની શક્તિ ધરાવે છે.

જ.રદાર માલદાર કે મત ફિરતુ આસ પાસ,
મહો તાજ હોકે અ.પ વોહ બયઠા હય જી ઉદાસ;
માં બાપ યાર દોસ્ત જીગર સબસે હો ઉદાસ,
હરદમ ઉસી કરીમકી રખ અપને દિલમે આસ;
ગ.યરજ ખુ.દાકે કિસ્મે હય કુ.દરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કિસીકા વહી દે વહી દિલાએ. ૧૦

૧૦ પૈસાવાળાની આસપાસ ફરવાનું માંડીવાળ; કારણ કે તે પોતે જ મ્હોટો જ થઇ બેશેલો છે. પીતા, માતા, મિત્ર, અને સંતાન એ સર્વેથી ઉદાસ થઇ બેઠો છે માટે દરેક સમય તેનીજ મહેરબાનીની ઉમેદ હૃદયમા કાયમ રાખ તેના શિવાય બીજો કોઇ પણ કાઇ આપવા લેવાની શક્તિ રાખવાને અશકય છે તેનામાં જ એ શક્તિ અને સામર્થ્ય છે અને તેજ આપી શકે છે.

ઉ.મ્દા હય જીતને ખ.લ્ક.મે કયા વજી.ર,
અલ્લાતી બસ મ.ની હય મીયાં ઔર હૈ સબ ફક.ીર;

કયા ગંજો મુલ્કો માલો મકાં તાજ કયા સરીર,
જો માંગના હય ઉસ્સેહી માંગો મીયાં નજીર;
ગ.યરજ ખુ.દ.કે કિસ્મે હય કુ.દરત જો હાથ ઉઠાએ,
મક.દૂર કયા કીસીકા વહી દે વહી દિલાએ. ૧૧

૧૧ જેઓ બાદશાહ અને વજીર છે તેઓનો ઈશ્વર જ માલીક છે. નહી તો સર્વે ફકીર રૂપી છે. માલ પૈસો ટકો તાજ ઘર તખત જે કાંઇ માગવું હોય તે મીયા નજીર તેનીજ પાસેથી માગ. ખુદાના શિવાય કોઇમાં પણ શકિત નથી કે હાથ ઉઠાવે અને કોઈમાં પણ હિમ્મત નથી કે કોઇનો સવાલ પૂર્ણ કરી શકે

---

## રોટીઆં—રોટલીઓ. ૧૮

જબ આદમીકે પેટમેં આતી હંય રોટીઆં,
ફુલી નહીં બદનમેં સમાતી હંય રોટીઆં;
આંખે પરી રૂખે.ાંસે લડ.ાતી હંય રોટીઆં,
સીને ઉપર ભી હાથ ચલાતી હય રોટીઆં;
જીતને મજે. હંય સબ યેહે દિખાતી હંય રોટીઆં. ૧.

૧ જ્યારે માણુસના પેટની અંદર રોટલીઓ પડે છે; ત્યારે એકદમ ફુલી જઇ સમાયા કરતી નથી. અને પછી ખુબસુરત સુંદરીઓ સાથે આંખો લડાવવાનુ સુઝે છે તે અહીં સુધી કે છાતી પર પણ હાથ નખાવે છે, જેટલી ગમ્મત છે તે સર્વે એજ બતાવે છે.

રોટીસે જીસ્કા નાક તલક પેટ હય ભરા,
કરતા ફિરે હય કયા વોહ ઉછલ કુદ જા બજા;
દિવાર ફાંદ કર કોઇ કોઠા ઉછલ ગયા,
ઠઠ્ઠા હાંસી શરાબ સનમ સાકી ઇસ સિવા;
સૌ સૌ તરહ.કી ધુમ મચાતી હંય રોટીઆં. ૨

૨ જેનુ પેટ નાક સુધી રોટલીથી ભરાઇ રહેલું છે તે આમ તેમ ઘણીજ ઉછલ કુદ કરતો ફરે છે; તે અહીં સુધી કે કોઇએ

વંડી ઓળંગી તો કોઈ અગાસી ઉછળી ગયો, તેમજ મસખરી, હંસી પ્યારી શરાબ કે એ ઉપરાંત દરેક રીતની ધામધૂમો એજ રોટલી ચલાવે છે.

જીસ જાપે હાંડી ચુલ્હા તવા ઔર તનૂર હય,
ખાલિકકી કુદરતોંકા ઉસી જા જહુર હય;
ચુલ્હેકે આગે આંચ જો જલતી હુજૂર હય,
જીતને હંય નૂર સબમેં યહી ખાસ નૂર હય;
ઇસ નૂરકે સબબ નજર આતી હય રોટીઆં. ૩

૩. જે જગ્યાએ હાડી ચુલ્હો તવો અને ભટ્ટી છે. તે જગ્યાએ તે ખુદાની કુદરતો પ્રત્યક્ષ છે અને જે અગ્નિ ચુલ્હાની આગળ બળે છે તે દુનિયા માહેલા પ્રકાશમાનો એક ખાસ પ્રકાશરૂપી છે; કારણ કે એ પ્રકાશને લીધેજ રોટલીઓ નજરે આવે છે.

આવે તવે તનૂરકા જીસ જા જબાપે નામ,
યા ચકકી ચૂલ્હેકાં જહાં ગુલજાર હો તમામ;
વાં સર ઝુકા કે કીજીએ ડંડોત ઔર સલામ,
ઇસ વાસ્તે કે ખાસ યહે રોટી કે હંય મુકામ;
પહેલે ઇન્હી મકાનોં મેં આતી હય રોટીઆં. ૪

૪ જે જગ્યા ઉપર તવા અને ભટ્ટીનું નામ આવે અથવા ઘંટી ચુલ્હાઓ જ્યાં ગોઠવાયલા હોય ત્યા માથું નમાવી દંડવત અને સલામ કરવા જોઇએ; કારણ કે એ ખાસ રોટલીના જ મુકામો છે અને એનીજ અંદર સર્વથી પહેલા રોટલીઓ આવે છે.

ઉન રોટીઓંકે નૂરસે સબ દિલ હય પૂર પૂર,
આટા નહીં યહે છલની સે છન છન ગિરે હય નૂર;
પેડા હય એક ઇસકા હય બરફી વ મોતી ચૂર,
હરગિજ કીસી તરહ ન બૂઝે પેટકા તનૂર;
ઇસ આગકો મગર યહે બુઝાતી હંય રોટીઆં. ૫

૫ આ રોટલીઓનાં પ્રકાશે સર્વ હૃદય પ્રકાશિત થઈ ગયાં અને ચાળનીથી આટો પડતો નથી; પરંતુ તેમાંથી પ્રકાશ ચળાઇ

આટલાજ સમયમાં અમારા ઉપર કેવી કેવી બીનાઓ પડી ચુકી; પરંતુ અમો એક દિવસ અને એક રાત્રી કાઢી દુનીયાથી ચાલતા થયા.

ફિર ઉસી દિનરાતમેં હમ પોતે ઓ બેટા હુવે,
ફિર હમીં બાબા હમીં નાના હમીં દાદા હુવે;
સાલે સુસરે ભાઇ મામુ ઔર ચચા તાયા હુવે,
થી યહી ફુરસત ઉસીમેં દેખિયે કયા કયા હુવે;
ઉતને અરસેહીમેં કયા કયા હમપે ગુજરી વારેદાત;
રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એક રાત. ૫

૫. એજ દિવસ અને રાત્રીમા અમો પૌત્ર અને બેટા પણ થયા અને અમોજ બાપ, નાના તથા દાદા પણ થયા તેમજ સાળા સસરા ભાઈ મામા અને કાકા પણ થયા એ ... અમોએ કેવી કેવી બાબતો જોઈ એટલાજ સમયમા અમારા ઉપર શી શી બાબતો ગુજરી ગઇ અને અમો એક દિવસ કાઢી ચાલતા થયા.

ફિર ઉસી દિનરાતમેં કયા કયા બનાએ હમને ઘર,
મસ્જીદો તાલાબો મંદર હુજરઓ દિવારો દર;
બયઠકર ઇશરતભી કી ઔર ભીક માંગી દરબદર,
થે મુસાફિર ફિર ઉસીમેં કરગએ આખિર સફર;
ઉતનેહી અરસેમેં કયા કયા હમપે ગુજરી વારે દાત,
રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એક રાત. ૬

૬ એજ રાત્રી અને દિવસમા અમોએ કેવા કેવા ઘરો બનાવ્યા, મસીદ તલા મંદીર કોઠડિઓ દીવાલ અને દરવાજાઓ જેમાં બેશી મજા પણ કીધી અને દરવાજે ભીક્ષા પણ માગી જો કે અમો તેમા મુસાફર જેવા હતા છતાં તેમાથીજ અમોએ સફર પણ કર્યો એટલાજ સમયમાં અમારા ઉપર કેવી કેવી બાબતો ગુજરી ગઇ. દુનિયામાં એક દિવસ અને એક રાત્રી કાઢી ચાલાત થયા.

ફિર ઉસી દિનરાતમેં હમ દિલ રૂબાભી હો ગએ,
આશિકો ફાસિક અસીરો મુબતિલાભી હો ગએ;
પુરગુનાહ મસ્તો ખરાબો પારસાભી હો ગએ,
થી યહી ફુરસત ઇસીમેં થા જો હોના હો ગએ;
ઉતને અરસેહીમેં કયા કયા હમપે ગુજરી વારે દાત,

રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એક રાત ૭

૭ એજ દિવસ અને રાત્રીમાં અમો માશુક પણ થયા, તેમજ આશક ગુનેહગાર, કેદી અને દીવાના પણ થયા અપરાધી, મસ્ત ખરાબ અને સારા માણસ પણ થયા, એજ ફુરસદમા જે થવું હતુ તે થઇ ગયા. એટલાજ સમયમા અમારા ઉપર શી શી બાબ તો ગુજરી ગઇ અને અમો પણ દુનિયામા એકદિવસ અને એક રાત્રી કાઢી ચાલી ગયા.

ફિર ઉસી દિનરાતમેં હમ કોઠે ઝરકે ભરગએ,
લીં હજા઼ર અજનાસભી ઔર બનકે સવદાગર ગએ;
ખ઼ાક છાની ઔર જ઼રરઓ નફા કયા કયા કર ગએ,
થી યહી ફુરસત ઇન્હીં ઝઘડ઼ોંમેં આખિ઼ર મર ગએ;
ઉતને અ઼રસેહીમે કયા કયા હમપે ગુજ઼રી વાર દાત,
રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એક રાત ૮

૮ એજ રાત્રી અને દિવસમા અમોએ ઘરો ભરી લીધા. હજારો જણસો મેળવી અને સોદાગર બની ધુળ છાની નાખી કંઇ કંઇ તરેહનો નફો મેળવ્યો અને એજ ઝઘડાઓ એ ફુરસદમા કરી મરી પણ ગયા. આટલાજ સમયમાં અમારા ઉપર કેટલી કેટલી બાબતો ગુજરી ગઇ અને દુનિયામા એકજ રાત્રી અને દિવસનો ટાઇમ કાઢી ચાલતા થયા,

ફિર ઉસી દિનરાતમેં હમ ખેતીઆં ભી બો ગએ,
શાહનઓ આ મિલ મુક઼દમ હોકે ક઼ાનું ગો ગએ·
ફિર સીપાહી હો સિપર શમશીરકોભી રો ગએ,
આખિ઼ર ઇસ દારે ફનામેં થા જો કુછ વોહ હો ગએ;
ઉતને અ઼રસેહીમેં કયા કયા હમપે ગુજ઼રી વારેદાત,
રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એક રાત ૯

૯ એજ દિવસ અને રાત્રીમાં અમોએ ખેતરો પણ કર્યા. જ્ઞાની અને કાયદાઓ બનાવનારા પણ થઈ ગયા. પછી સીપાઇ થઇ શમશીરના નામને પણ રડી. ગયા આખરે આ દુનિયામાં જે થવુ હતુ તેજ થઈ ગયા એટલાજ સમયમા અમારા ઉપર કેટલી કેટલી બીનાઓ વીતી ગઇ. એક રાત્રી અને એક દિવસ કાઢી અમો પણ ચાલતા થઇ ગયા.

ફિર ઉસી દિન રાતમેં અપના હુવા ખ્યાહો બરાત,
લડકે બાલે ભી ઉસીમેં હો ગએ ફિર આઠ સાત;
દેખલી હોલી દીવાલી ઇદભી ઔર શબ બરાત,
ફિર ઉસીમેં ચલ બસે આખિરકો રખ છાતીપે હાત
ઉતને અરસેહીમેં કયા કયા હમપે ગુજરી વારેદાત,
રહે ચલે દુનિયામેં હમભી એક દિન ઔર એકરાત ૧૦

૧૦ એજ રાત્રી અને દિવસમા પોતાના લગન પણ થઇ ગયા અને બાળ બચ્ચા પણ એજ રાત્રી અને દિવસમાં થઇ ગયા હોળી દીવાળી ઇદ અને શબબરાત પણ એજ રાત્રી અને દિવસમાં જોઇ લીધી અને એજ રાત્રી દિવસમા છાતીએ હાથ મુકી ચાલતા થયા એટલાજ સમયમાં અમારા ઉપર કેવી કેવી બીનાઓ થઈ ગઇ અમો પણ એક દિવસ અને એક રાત્રી કાઢી ચાલતા થયા !

પેશે હંય જીતને જેહાંમેં કયા સગીરો કયા કબીર,
સબ કીએ હમને મીયાં ઉસ હાલમેં હોકર અસીર;
તિફલરુઠએરે જવાં ઔર ફિર જવાંસે બનકે પીર,
ફિર ઉસીમેં પીર હોકર મરગએ આખીર નજીર.
ઉતને અરસેહીમેં કયા કયા હમપે ગુજરી વારેદાત,
રહે ચલે દુનિયામેં હમ ભી એકદિન ઔર એક રાત. ૧૧

૧૧ દુનિયામા જેટલા ધધા છે તેમાથી શુ મ્હોટા કે ન્હાના અમોએ તે સ્થિતિમાં કેદી થઈ સર્વ કર્યા. ન્હાનામા મોટા અને મોટામાથી જુદા થયા અને જુદા થઇ તેમાંજ મીયા નજીર કહે છે કે મરી પણ ગયા એટલાજ સમયમાં અમારા ઉપર શીશી બાબતો ગુજરી ગઇ, અને દુનિયામાં અમો પણ એક દિવસ અને રાત્રી કાઢી ચાલતા થયા !

---

## કુદરતકા તમાશા–કુદરતનો ખેલ. ૨૮

જો મરના મરના કહેતે હંય વોહ મરના કયા બતલાએ કોઇ,
જવહર બાએં ખોલ મિલી સબ અપની અપની છોડ દુઇ;
સીહાલી આંખ દુરંગીકી જબ એક રંગીને માર સુઇ,
ના મરદોંકા ગુલશોર રહા ના ઔરતકી કુછ આહ હુઈ,

માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહીએ કૌન મુઈ. ૧

૧ જેઓ મરવુ મરવું કરી કહેછે તેઓમાંથી કોઇ પણ મરવું શું છે? તે બતાવી શકતો નથી. એમાં તો પોત પોતાની જુદાઈ છોડી એક સાથ મળી જવું છે, જ્યારે એક રંગીએ બે રંગીની આખ સુઇ મારીને સીવી નાખી ત્યારે ન તો પુરૂષોની ગરબડ સભળાઈ અને ન સ્ત્રીઓની માટી માટીમાં, અગ્નિ અગ્નિમા, પાણી પાણીમા અને હવા હવાને સ્વાધિન થઇ ગઇ, હવે કોને પૂછી શુ કે એમાથી મર્યો કોણ ? અને કોને કહી શુ કે કોણ મૃત્યુ પામ્યુ ?

નક.કારા ધુંધું બજતા થા ઔર કયા કયા થી આવાજ. બડી,
જબ ફૂટ ગયા ફિર દેખો તો આવાજ સબ ઉસ્કી કહાં ગઈ;
નર માદા દોનો એક હુવે જબ આન ભરમકી ખાલ ફટી,
ના નરકા કુછ નરમોલ રહા ના માદેકી પહેચાન રહી;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઈ,
અબ કૌન પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઇ. ૨

૨ નગારૂં ધુધુ કરી વાગતું હતુ. જેનો મહાન્ શબ્દ સભળાતો હતો. પરતુ જયારે તે ફુટી ગયુ ત્યારે તેનો સાદ કયા ચાલ્યો ગયો, નરમાદી બન્ને એક થઈ ગયા, જ્યારે તેનુ ચામડું ફાટી ગયુ. અને ત્યારે નરની કીમ્મત પણ ગઇ અને માદાની પીછાનત પણ ચાલી ગઇ. માટી માટીમા, અગ્નિ અગ્નિમા' પાણી પાણીમાં અને પવન પવનને હવાલે થઈ ગયુ હવે કોને પૂછીશું કે એમાથી મર્યુ કોણુ ? અને કોને કહીશુ કે કારણુ મૃત્યુ પામ્યુ ?

હર ચાર તરફ ઉજયાલીથી ઉસ તેલ સિકોરે પાનીકી,
વોહ જોત ન થી ઉસ દીએકીથી ઔર કીસીકી ઉજયાલી;
સબ ઘરકે બીચ ઉજાલા થા કયા નોક બદીથી નુર ભરી,
જબ દીવા બુઝકર સર્દ હુવા ફિર છાઇ ગઇ કુલ અંધીયારી;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઇ. ૩

૩ પાણી અને તેલથી ભરેલા ગ્લાસની બતીનુ ચારે બાજુ અજવાળું હતું તે પ્રકાશ તે દીવાનું ન હતું; પરંતુ તે જ્યોત

કોઇ બીજીજ ચીજની હતી. સર્વે ઘરમાં અજવાળું હતું અને પ્રકાશની નોક બંધાઇ ગઇ હતી, જ્યારે દીવો ઓલવાઇ ઠંડો થયો ત્યારે ચારે બાજુ અંધારૂં વ્યાપી ગયું. માટી માટીમાં, અગ્નિ અગ્નિમાં, પાણી પાણીમાં અને હવા હવાને સ્વાધીન થઈ ગઇ. હવે કોને પૂછીશું કે મુવો કોણ ? અને કોને કહીશું કે કોણ મૃત્યુ પામ્યું ?

થા જબ તક ખાસા દુધ બના થી કયા કયા ઉસમેં ચીજ ધરી,
અરશાક મલાઈ માખન થા ઔર ખોયા ગાડા ઔર તરી;
જબ ફુટકર ટુકડે. દુધ હુવા ફિર કહાં ગઇ વોહ ચિકનાઇ,
ના દુધ રહા ના દહી રહા ના સ્વગ.ન મસ્કા છાછ મહી;
માટીકી માટી અગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઈ. ૪

૪ જ્યારે દુધ ખાસ દુધ હતુ; ત્યારે તેની અંદર કેવી કેવી જણસો પડેલી હતી જેમા દહી, મલાઈ, માખણ, માવો, ઘી અને ગાડો એ સર્વે હતા, પરંતુ જ્યારે તે ફાટી ગયુ, ત્યારે તેમાની ચીકણાઈ કયા અલોપ થઇ ગઈ. ત્યારે તો દુધ, દહીં, ઘી, માખણ, છાછ એમાનુ કશુએ રહેવા ન પામ્યુ માટી માટીમા, અગ્નિ અગ્નીમા, પાણી પાણીમા અને હવા ? હવાને હવાલે થઇ ગઈ, હવે કોને પૂછીશુ કે કોણ મર્યુ ? અને કોને કહીશુ કે કોણ મૃત્યુ પામ્યુ. ?

ય્હે બાત ન સમઝી ઓર સુનો જો લકડીમેંથી આગ લગી,
જબ બુઝકર ઠંડી રાખ હુઇ ફિર ઉસકી આંચ કહા પહોચી;
યાં એક તરફકો દુલા થા ઓર એક તરફકો દુલન થી,
જબ દોનોં મિલકર એક હુવે ફિર બાત રહી કયા પરદેકી,
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહીએ કૌન મુઇ ૫

૫ આ બાબતમા સમઝણ ન પડી હોય તો સાભળો જે લાકડીમા અગ્નિ લાગી હતી જ્યારે તે ઓલવાઈ ઠંડી થઇ તો તેની અગ્નિ કયા ગઈ. અહીં એકબાજુ વર હતો અને એક તરફ કન્યા હતી, પણ જ્યારે તેઓ બન્ને મળી એક થયા, ત્યારે પરદાની વાત શી રહી માટી માટીમા, અગ્નિ અગ્નિમાં, પાણી પાણીમા અને પવન પવનમાં મળી ગયું. હવે કોને પૂછીશું કે મર્યુ કોણ ? અને કોને કહીશું કે કોણ મૃત્યું પામ્યું ?

અહે બાત ન સમઝી ઔર સુનો જો મટકી ડાલી પાનીમેં,
ઔર રસ્તેમેં જબ ફુટ ગઈ હાથોંકી ઈંચા તાની મે;
ના રાજા કા સંધ્યા રહા નહિ ભેદ રહા કુછ રાનીમેં,
જા ઘેરે મુલ્કી ઘેરો મેં ઔર પાની મિલ ગયા પાની મેં;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઈ. ૬

૬ એ બાબતમા સમઝણુ ન પડી હોય તો સાભળો કે જ્યારે પાણીની અંદર માટલી નાખી અને તે રસ્તામાં ખેંચ તાણને લીધે ફુટી ગઇ, ત્યારે રાજા અને રાણીમાં કશો પણ ભેદ રહેવા પામ્યો મળી ગયુ માટી માટીમા અગ્નિ અગ્નિમાં નકી જે મુલ્કી ઘેરાઓ હતા તે ઘેરાઓમાં અને પાણી પાણીમા અને હવા હવામા મલી ગઈ હવે કોને પૂછીશું કે કોણ મર્યું ? અને કોને કહીશું કે કોણ મૃત્યુ પામ્યુ. ?

અહે બાત ન સમઝી ઔર સુનો જો કપડા પાની ભીગાથા,
જબ સુખા ધુપકે અંદર વોહ ફિર પાની ઉસ્કા કહાં ગયા;
સબ મુરદા મુરદા બોલ ઉઠે વાં ઔર કીસીને રંગ બદલા,
ના ભરમ રહા નર માદેકા ના ધોકા હાથી ચીવટીકા;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઇ. ૭

૭ આ બાબતમા સમઝણુ પડી ન હોય તો બીજું સાભળો કે કપડુ પાણીમા ભીજાઈ ગયું હતુ જ્યારે તે ધુપમા સુકાયુ તો તેનુ પાણી કયા ચાલ્યુ ગયુ સર્વે મુરદું મુરદુ બોલી ઉઠયા ત્યા બીજા કોઇએ રંગ બદલ્યો ત્યાં નરમાદાનો કશો ભરમ ન રહેવા પામ્યો તેમજ હાથી અને કીડીનો પણ ધોખો રહેવા ન પામ્યો માટી માટીમા, અગ્નિ અગ્નિમા, પાણી પાણીમા અને હવા હવામા મળી ગઈ. હવે કોને પૂછીશુ કે કોણ મર્યું ? અને કોને.કહીશુ કે કોણ મૃત્યુ પામ્યુ ?

યાં જીનકો જીના મરના હય અય યાર ઉન્હીં કો ડરના હય,
જબ દોનોં દુખ સુખ દૂર હુએ ફિર જીના હય ના મરના હય;
ઇસ ભુલ ભુલૈયાં ચક્કરમેં ટુક રસ્તા પયદા કરના હય,
સબ છોડ ભરમકી બાતોકો ઉસ બાત ઉપર દિલ ધરના હય,
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઈ,
અબ કિસ્સે પુછે કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઇ ૮

૮. અહીં જેઓને મરવું જીવવું છે તેઓનેજ ડરવું પણ છે. જ્યારે બન્ને દુઃખ સુખ દુર થયાં પછી જીવવું અને મરવું એ કાંઈ નથી. આ ભુલ ભુલામણીના ચક્રરમા ફકત રસ્તોજ શોધવો છે સર્વ ભરમની વાતો રહિત કરી એક વાત પકડવી છે. માટી માટીમા, અગ્નિ અગ્નિમા, પાણી પાણીમા અને પવન પવનમા મળી ગયું. હવે કોને પુછીશુ કે કોણ મુવો ? અને કોને કહીશુ કે કોણ મૃત્યુ પામ્યું ?

હ.ક. નાહ.ક ઉનસે કૌન લડે જો મરના સમઝેં જીનેકો,
ચલનેકા રહેના નામ રખેં ઔર જીના ખાને પીનેકો;
જો મરગએ આગે મરનેસે વોહ જાને ભેદ કરીનેકો,
હો ખાસી દુલ્હન જા લિપટે ઉસ લાલ બને રંગ ભીનેકો;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછિ કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન મુઈ.૯

૯. જેઓ મરવા જીવવાનુ સમઝે છે તેઓ સાથે ખરું ખોટુ કરી કોણ લડે ? ચાલવાનુ નામ ઠામ તરીકે રાખીજીવવા ખાવા પીવાને છોડી દેવાનુ નામ રાખે, જેઓ મરવા આગળ મરી ચુકેલા છે, તેઓજ એ ભેદને સારી રીતે સમજે છે. તે વરને કન્યા જઇ રગમા લપેટાઈ જાય છે માટી માટીમા, અગ્નિ અગ્નિમા, પાણી પાણીમા અને હવા હવામા મળી ગઇ હવે કોને પૂછીશુ કે કોણ મુવુ અને કોને કહીશુ કે કોણ મૃત્યુ પામ્યું. ?

કયા સુરત લોગ લુગાઈકી કયા નકશા નારી નરપતકા,
કયા રગ બનેકા રૂપ હુઇ કયા સોંગ બનાયા ગતગતકા;
જો સમઝેં ઉનકો આસાં હય નહીં ફર્ક હય રાઈ રબતકા,
બસ ઔર નજી.ર અબ કયા કહિયે હય જે.ર તમાશા કુદરતકા;
માટીકી માટી આગ અગન જલ નીર પવનકી પવન હુઇ,
અબ કિસ્સે પુછિ કૌન મુવા ઔર કિસ્સે કહિયે કૌન હુઇ.૧૦

૧૦ લોક અને લુગાઇની સુરત શું ? અને નારી નરપતિનો નકશો શુ ? વરને કેવો કેવો સણગાર્યો અને ગત ગતનો સોંગ કર્યો એ બાબતો જે સમઝે છે તેઓને સહેલાઇ છે. એમા રાઈ પર્વતોનો કશો ભેદ નથી .ઉસ્તાદ નજીર કહે છે કે શું કહી શું આ એક કુદરતનો તમાશો છે માટી માટીમાં, અગ્નિ અગ્નિમાં, પાણી પાણીમા અને અને પવન પવનમાં મળી ગયું. હવે કોને પૂછીશું કે ગયું, કોણ ? અને કોને કહીશું કે કોણ મૃત્યુ પામ્યું ?

## ફાની–નાશ. ૨૯

દુનિયામેં કોઇ શાદ કોઈ દર્દ નાક હય,
યા ખુશ હય યા અલમકે સબબસીના ચાક હય;
હર એક દમસે જાનકા હરદમ તપાક હય,
નાપાક તન પલીદ નજીસ યાકે પાક હય;
જો ખ઼ાકસે બના હય વોહ આ઼ખિરકો ખાક હય. ૧

૧ દુનિયામા કોઈ આનંદિત અને કોઇ દુખી છે, કોઇક તો ખુશી છે અને કોઇક દુખને લીધે દીવાના જેવો છે દરેક સ્વાસની સાથે જીવનનો મેળાપ છે, તેમા જેતકે નાપાક, ખરાબ અથવા પવિત્ર શરીર પણ હોય, પરતુ એ સર્વે જે માટીમાથી બન્યા તેમાજ મળી જવાના છે.

હય આદમીકી જા઼તકા ઇસ જા બડ઼ા જ઼હૂર,
લે અર્શ તા બ ફર્શ ચમકતા હય જીસકા નુર;
ગુજ઼રે હય ઉન્કી કબ્ર પે જબ વહ઼શ ઔર તુયુ,
રો રો યહી કહે હય હર એક કબ્રકે હુ઼જુ઼ર;
જો ખાકશે બના હય વોહ આ઼ખરકો ખ઼ાક હય ૨

૨ મનુષ્યો આ દુનિયામા આકાશથી તે પાતાળ સુધી પ્રખ્યાતી મેળવે છે. પણ જ્યાર તેઓની કબર ઉપર જગલી જાનવરો અથવા પક્ષીઓ જાય છે, ત્યારે રડીને એમજ કહે છે કે જે માટીમાથી પેદા થયા તેનેજ સ્વાધીન છે

દુનિયાસે જબકે અવલીયા ઓ અંબીયા ઉઠે,
અજ્સામ પાક ઉન્કે ઇસી ખ઼ાકમે રહે;
રૂહે હય ખુબ જાનમે રૂહોંકે હય મજે,
પર જીસ્મસે તો અબ યહી સાબિત હુવા મુઝે,
જો ખ઼ાકસે બના હય વોહ આ઼ખિરકો ખ઼ાક હય. ૩

૩ જ્યારે દુનિયાથી નબી અને વલી ઉઠી ગયા જેઓનાં શરીરો પણ એજ માટીમાં રહી ગયા જ્યાર સુધી શરીરમાં આત્મા છે, ત્યા સુધી તેમાં ગમ્મત છે, પરતુ શરીરથી તો એજ સાબીત થયું કે જે માટીમાથી પેદા થયા તેમાજ મળી જવાના છીએ.

વોહ શખ્સ થે જો સાત વિલાયતકે બાદશાહ,
હશમતમેં જીનકી અર્શસે ઉંચી થી બારગાહ;
મરતેહી ઉન્કે તન હુવે ગલીયોંકી ખાકે રાહ,
અબ ઉનકે હાલકી ભી યહી બાત હય ગવાહ:
જો ખાકસે બના હય વોહ આખિરકો ખાક હય. ૪

૪ તે પુરૂષો કે જે આખી દુનિયાનું રાજ્ય ભોગવતા હતા અને જેઓની વડાઇમાં તેઓનો તખ્ત ઉંચુ હતું, પણ મરતાંજ તેઓનાં શરીર ગલીઓની માટી થઇ ગયા. હવે તેઓની સ્થિતિની પણ એજ સાક્ષી છે કે જે માટીમાંથી પેદા થયા તેમાંજ મળી ગયા.

કિસ કિસ તરહકે હો ગએ મહબુબ કજ કુલાહ,
તન જીસકે મિસ્લે કુલ થે ઔર મુંહથાં રશ્કે માહ,
જાતી હય ઉન્કી કબ્રપે જીસદમ મેરી નિગાહ,
રોતાહુ ફિર તો મય યહી કહે કહેકે દિલમેં આહ,
જો ખાકસે બના હય વોહ આખિરકો ખાક હય. ૫

૫ કેવી કેવી રીતના ખુબસુરત અને વાંકી ટોપીવાળાઓ થઇ ગયા કે જેઓનાં શરીર ફુલ સમાન અને મોઢું ચંદ્રમાં સમાન હતુ તેઓની કબર ઉપર જ્યારે નજર પડે છે પછી તો રડવું આવી એજ શબ્દો મોઢામાથી નીકળી જાયછે કે જે માટીમાથી બન્યાતેમાજ મળી જવાના છીએ

વોહ ગોરે ગોરે તનકે જીન્હોંકી દિલમેં જાએ,
હોતે થે મયલે ઉનકો કોઈ હાથ ગર લગાએ;
સો દિલયે તનકો ખાક બનાકર સિવા ઉડાએ,
રોના મુઝે તો આતા હય અબ કયા કહુ મય હાએ.
જો ખાકસે બના હય વોહ આખિરકો ખાક હય. ૬

૬ તે સુંદર સરીર કે જેઓની હૃદયમા જગ્યા હતી તેઓ હાથ લગાડતાંજ મેલા થઇ જતા હતા. તેઓનાં શરીરની માટી બની ઉડી ગઇ,જેના ઉપરથી મને રડવું આવે છે કે જે માટીમાથી પેદા થયો તેમાજ મળી જવાનો.

ગર એકકો હજાર રૂપયેકા મિલા કફન,
ઔર એક પડા રહા સુંહી બેકસ બિરેહના તન;

કીડે, મકોડે, ખા ગએ દોનોંકે તન બદન,
દેખા જો હમને આહ તો સચ હય યહી સખુન,
જો ખ.ાકસે બના હય વોહ આખિ.રકો ખ.ાકહય. ૭

૭ જો એકને હજાર રૂપૈયાનું કફન મળ્યુ અને એક નાગો ધડાક પડી રહ્યો. જેમાં બન્નેનાં શરીર કીડાં મકોડાં ખાઈ ગયાં; ત્યારે ખરૂંતો એજ શબ્દોમાં જોયું કે જે માટીમાથી બન્યો તેનેજ સ્વાધીન થવાનું છે.

જીતના ચહે ખ.ાકકા હય તિલીસમાત બન રહા,
ફિર ખ.ાક ઉસ્કો હોના હય યારો જુદા જુદા;
તરકારી સાગ પાત જ.હર અમૃત ઔર દવા,
જ.રસીમ કૌડ.ી લઅ.લ જ.મર રૂદ ઔર ઉન સિવા,
જો ખ.ાકશે બના હય વોહ આખિ.રકો ખ.ાક હય. ૮

૮ આ માટીનો જેટલો તીલીસમાત બની રહ્યો છે તેને આખરે જુદી જુદી માટીમા મળવું તો જરૂર છે તરકારી સાગ પાતરાં વિખ અમૃત અને દવા પૈસો મોનું કોડી લાલ અને એ ઉપરાત જે માટીમાથી બન્યું તે તેમાજ મળી જવાનુ છે

ગઢ કોટ તોપ રહેલકા તે.ગા કમાનો તીર,
બાગો.ં ચગન મહલ વ માકાનાત દિલ પજી.ર;
હોના હય સબકો આહ ઇસી ખ.ાકમેં ખ.મીર,
મેરી જ.બાંપે અબ તો યહી બાત હય નજી.ર,
જો ખ.ાકસે બના હય વોહ આખિ.રકો ખ.ાકહય. ૯

૯ ગઢ, કીલ્લો, તોપ, તરવાર, ધનુષ, બાણ, બગીચા, વાડીઓ, મહેલ અને સુદર ધરો એ સર્વને એજ માટીમા મળવુ છે,ઉસ્તાદ નજીર કહે છે કે મારી જીભ ઉપર હવે તો એજ વાત છે કે જે માટીમાંથી પેદા થયા તેમાંજ મળી જવાનું છે

## ફકીરી—સાધુપણું. ૩૦

હય આ.શક ઔર મઅશુક. જહા વા શાહવજીની હર બાબા,
ના રોના હય ના ધોના હય ના દર્દ અસીરી હય બાબા;
દિનરાત બહારેં ચેહલી હય ઔર ઇશ્ક સગીરી હય બાબા.
જો આશક હોવે સો જાને યહ ભેદ ફકી.રી હય બાબા.

**હરઆન હંસી હરઆન ખુ.શી હર વક.ત અમીરી હય બાબા,**
**જબ આ.શ.ક મસ્ત ફ.કીર હુવે ફિર કયા દિલગીરી હય બાબા ૧**

૧. જ્યાં આશક અને માશુક છે ત્યા શાહ અને વજીરી જેવું છે તેઓ આગળ રડવું કકળવું તેમજ દુઃખ દર્દ એમાંનું કશું પણ નથી. તેઓમાં તો દિવસ રાત્રી મોજમઝામા વિવિધ પ્રકારના ઇશ્કો ચાલ્યા કરે છે, એ બાબત આશકજ જાણી શકે છે, કારણ કે એ ભેદ ફકીરીનો છે. તેઓને દરેક પળ હંસી ખુશી અને અમીરીમાજ ગાળે છે; જ્યારે ફકીર મસ્ત આશક થયા તો પછી દિલગીરીનું કશું પણ કારણ મળતું નથી.

**હય ચાહ ફ.કીર એક દિલ બરકી ફિર ઔર કિસીકી ચાહ નહી**
**એક રાહ ઉસીસે રખતે હંય ફિર ઔર કિસીસે રાહ નહીં:**
**યાં જીતના રંજો તરદદુદ હય હમ એકસેભી આગાહ નહીં,**
**કુછ મરનેકા અફસોસ નહીં કુછ જીનેકી પરવાહ નહીં;**
**હરઆન હંસી હરઆન .ખુશી હર વકત અમીરી હય બાબા,**
**જબ આશિક મસ્ત ફ.કીર હુવે ફિર કયા દિલગીરી હય બાબ.૨**

૨ સાધુઓનો પ્રેમ એક પ્યારા ઉપરજ છે તેઓને બીજાની ચાહના નથી, તેઓ તેનાથીજ રાહરસમ રાખે છે. બીજાથી કશું પણ લેવુ દેવુ રાખતા નથી અહીં જેટલા દુઃખ દર્દ કષ્ટ મુસીબત છે તેઓ એ એકથી પણ જાણીતા નથી તેઓને મરવાનો અફસોસ તેમજ જીવવાની પરવાહ જેવુ કશુએ નથી.તેઓ તો દરપળે હસી ખુશી અને અમીરીમાજ ગાળે છે. જ્યારે ફકીર મસ્ત આશક તરીકે થયા ત્યારે પછી દિલગીરી રાખવાનું કશુએ કારણ મળતુ નથી.

**કુછ જુલ્મ નહીં કુછ જોર નહીં કુછ દાદ નહીં ફરિયાદ નહીં.**
**કુછ કયદ નહીં કુછ બંદ નહીં કુછ સબ્ર નહીં આઝાદ નહીં;**
**શાગિર્દ નહીં ઉસ્તાદ નહીં વીરાન નહીં આબાદ નહીં,**
**હય જીતની બાતે દુનીયાકી સબ ભુલ ગએ કુછ યાદ નહીં**
**હરઆન હંસી હરઆન .ખુશી હર વકત અમીરી હય બાબા;**
**જબ આ.શક મસ્ત ફકી.ર હુવે ફિર કયા દિલગીરી હય બાબા ૩**

૩ કાંઈ પણ દુઃખ મુંસીબત જુલમ જોર દાદ ફરિયાદ નથી. તેમ કેદ બંદીવાનપણું અને ધીરજ તથા સ્વતંત્રતા પણ નથી. શિષ્ય

ગુરૂ ઉજ્જાડ અને આબાદ એમા પણ કોઈ વાતથી જાણીતા નથી દુનિયાની જેટલી વાતો છે તે સર્વે ભુલી ગયેલા છે તેઓને કશું પણ યાદ નથી દરપળે હંસી અને ખુશી અને અમીરીજ હોય છે, તેઓ જ્યારે મસ્ત આશક થયા તો તેઓને દિલગીરી જેવું કાઇ પણ નથી.

જીસ સિમ્ત નજર ભર દેખે હય ઉસ દિલ બરકી પુલવારી હય,
કહી સબજે.કી હરિયાલી હય કહીં પુલોંકી ગુલકારી હય;
દિનરાત મગન ખુ.શ બયઠે હય ઔર આસ ઉસીકી ભારી હય,
બસ આપહી વોહ દાતારી હય ઔર આપહી વોહ ભંડારી હય;
હર આન હસી હરઆન ખુશી હરવકત અમીરી હય બાબા,
જબ આશક મસ્ત ફકીર હુવે ફિર કયા દિલગીરી હય બાબા.૪

૪ તેઓ જે તરફ નજર ફેરવી નિહાળે તેઓને તેજ વ્હાલાની ફૂલવારી દ્રષ્ટીએ પડે છે, જેમા કોઈ જગ્યાએ તો લીલોતરી તેમજ કયાએ તો ફુલોવુ નકશીકામ નજરે આવે છે. તેઓ રાત દિવસ મગ્ન થઈ તેનીજ મહાન્ આશા રાખી બેઠેના છે અને તેઓજ દાતારી તેમજ ભડારી પણ થઈ ગયા છે. તેઓ દરપળે હંસી અને ખુશી અને અમીરીમા રહે છે, જ્યારે તેઓ મસ્ત આશક થઇ ગયા, ત્યારે દિલગીરીનુ કશુએ કારણ રહેતુ નથી.

નિત .અશરત હય નિત ફરહત હય નિત શાદી હય,
નિત મહેરો કરમ હય દિલબરકા નિત દિલભી ખુબ મુરાદી હય;
જબ ઉમડા દરિયા ઉલફતકા હર ચ.ર ત.ફ આબાદી હય,
હર રાત નઇ એક શાદી હય હર રોજ મુબારક બાદી હય;
હરઆન હંસી હરઆન .ખુશી હરવકત અમીરી હય બાબા,
જબ આ.શક મસ્ત ફકીર હુવે ફિર કયા દિલગીરી હય બાબા ૫

૫ તેઓના મનથી તો હમેશા મોજમઝા એશ આરામ ખુશી મહેરબાની બક્ષેસ એ સર્વે વ્હાલાનુ છે; તેમજ તેઓનું હૃદયપણ મુરાદ વાળુંજછે. જ્યારે પ્રેમનો દરિયા હૃદયમા ઉછટયો ત્યારે ચારે બાજુ તેઓ આબાદીજ જુએ છે તેઓને હરરાત એક નવીજ શાદી અને દિવસ મુબારક બાદી છે હર પળે હશી ખુશી અને હર વખતે . અમીરીજ છે. જ્યારે મસ્ત આશક થયા, ત્યારે પછી દિલગીરી કશીએ નથી.

હય તનતો ગુલકા રંગ બના ઔર મુંહપર હરદમ લાલી હય,
જુજ અ.યશો તરબ કુછ ઔર નહીં જીસ દિનમે સુરત સંભાલી હય;

કોટોમેં રાગ તમાશેકા ઔર ગતપર બજતી તાલી હય,
હરરોજ, બસંત ઔર હોલી હય ઔર હરએક રાત દિવાલી હય;
હરઆન હસી હરઆન ખુશી હરવક્ત અમીરી હય બાબા,
જબ આશક મસ્ત ફકીર હુવે ફિર કયા દિલગીરી હય બાબા. ૬

૬ આ શરીર તો કુસ્નનાં રંગનું બન્યું તે અને મોઢે દરવખતે રતાશ છે. તેઓને જ્યારથી એવું લઈ બેઠા છીએ ત્યારથી એશ આરામ શીવાય બીજું કશુંએ નથી. તેઓને મોઢે રાગ રાગણી અને હાથથી તાલી વાગતીજ જાય છે. તેઓને તો દરરોજ વસંત અને હોલી અને દર રાતે દીવાળી છે. દરપળે હંસી અને ખુશી તથા અમીરી છે તેઓ જ્યારે મસ્ત ફકીર થયા; ત્યારે તેઓને દિલગીરીનું કારણ મળતુ નથી.

હમ ચાકર જીસકે, હુસ્નકે હય વોહ દિલબર સબસે આલા હય,
ઉસ્નેહી હમકોજી બખ્શા ઉસનેહી હમકો પાલા હય;
દિલ અપના ભોલા ભાલા હય ઔર ઈશ્ક બડા મતવાલા હય,
કયા કહીએ ઔર નજીર આગે કૌન સમઝને વાલા હય;
હરઆન હંસી હરઆન ખુશી હરવક્ત અમીરી હય બાબા,
જબ આશક મસ્ત ફકીર હુવે ફિર કયા દિલગીર હય બાબા. ૭

૭ અમો જેની ખુબસુરતીના ચાકર છીએ તે વ્હાલો સર્વોપરી છે તેણેજ અમોને જીવન આપ્યું છે. અને તેણેજ અમોને પાળ્યા છે આપણું અંતઃકરણ ભોળું છે અને પ્રેમ અત્યંત મતવાળો છે માટે ઉસ્તાદ નજીર કહે છે કે શું કહીએ એને કોઇ પણ સમઝવાવાળું નથી દરપળે હસી ખુશી અને અમીરીજ છે તેઓને કે જેઓ મસ્ત આશક થયા છે તેમને કોઈ પણ કારણ દિલગીરીનું નથી.

---

## જુવાની અને બુઢાપાની તકરાર. ૩૧

જહામેં યારો ખુદાકી વ્હે કયા ખુદાઇ હય,
કિ હર કિસીકો તકબ્બુર હય ખુદનુમાઇ હય;
ઇધર જવાની બુઢાપેપે ચઢકે આઇ હય,
ઉધર બુઢાપેકી ઉસપર હુઇ ચઢાઈ હય;
અજબ જવાની બુઢાપેકી અબ લડાઈ હય ૧

૧ દુનિયામાં પણ મિત્રો ખુદાની કેવી ખુદાઇ છે કે દરેક કોઇને અભિમાન અને આપ વડાઈ છે. આ તરફ તો યુવાની બુઢાપા ઉપર ચઢીને આવી છે; ત્યારે તો તે તરફ બુઢાપાની જવાની ઉપર ચઢાઇ છે. એટલે ( જુવાની બુઢાપા ઉપર ગઇ ત્યારે બુઢાપો જુવાની ઉપર ચઢીને આવ્યો ) આ આશ્ચર્ય યુક્ત જુવાની અને બુઢાપાની તકરાર છે.

જવાની અપની જવાનીમેં હો રહી સરશાર,
બુઢાપા અપને બુઢાપેમેં દમ રહા હય માર;
હુવે હંય દોનોં જો લડનેકે વાસ્તે તૈયાર,
ઇધર જવાનીને ખીંચી હય તયશસે તલવાર;
બુઢાપેને ભી ઉધર લાઠી એક ઉઠાઇ હય. ૨

૨ જુવાની પોતાની જુવાનીમા મસ્ત થઈરહી છે, તો બુઢાપો પોતાનાં બુઢાપણુમા દમ મારી રહ્યો છે. આ બન્ને જે લડવા માટે તૈયાર થયા છે તેમાં આ તરફ યુવાનીએ ગુસ્સામા આવી તરવાર ખેંચી છે ( એટલે જવાનિ તરવાર ખેંચાવે છે ) ત્યારે બુઢાપાએ પણ આ તરફ લાકડી સભાળી લીધી છે. ( એટલે બુઢાપો આવ્યો એટલે લાકડી હાથમા પકડવી પડી છે. )

ઈધર હય તીરસા કામત ઉધર વોહ પીટ કમાં,
ઉધર વોહ તેડા બદન ઔર ઇધર અકડકે નશાં;
જવાની કહેતી હય બઢકરકે અય બુઢાપેમીયા,
કે તેરી ખયર ઇસીમેં હય ચલ સરક ઇસઆં;
વગર ના તેરી અજલ મેરે હાથ આઈ હય. ૩

૩ આ બાજુ સીધું તીર જેવું શરીર ( એટલે જવાનીનું શરીર ) જેવી ખેચેલી ધનુષ ( કમાન ) એટલે ( બઢાપાનું કમ્મ રમાથી કમાન જેવુ વાંકું ) તે તરફ વાકું શરીર તો આ બાજુ અકડાયલુ નિશાન. યુવાની વધીને કહે છે કે ઓ બુઢાપા તારી એમાજ ભલાઇ છેકે તુ અહીંથી ખશી જા, નહીંતો તારી મોત મારે હાથે નિપજશે

મય આજ વોહ હુંકે રૂસ્તમકો ખડ ખડા ડાલુ,
પહાડ હોવે તો એક દમમે હલ હલા ડાલું;

દરખ્.ત જડસે ઉખાડુ જ.મીં હિલા ડાલું,
અભી કહે તો તેરી ધજ્જીયાં ઉડા ડાલુ;
કે મુજકો .જોરકી .કુવતકી બાદશાહી હય. ૪

૪ હું આજે એવો જબરજસ્ત છુ કે રૂસ્તમને પણ ખડ ખડાવી નાખું. પર્વત પણ હોય તો તેને પણ એક મીનીટમા હલાવી નાખુ મુળથી ઝાડ ઉખેડી ભુમીને હલાવી નાખુ જો તુ હમણા કહે તો તારી ધજ્જા ઉડાવી નાખુ; કારણ કે મને જોર અને તાકત હાલમા બાદશાહી મળેલી છે.

કહા બુઢાપેને ગર તુઝમે .જોર હય બચ્ચા,
તો હાંજી દેખ હમારે તુ સામને આજા;
અગરચે જોર હમારે નહીં હય તનમેં રહા,
મસોડાસેહી તેરી હાડ્ડીયોંકો ડાલે ચબા,
ન હમસે લડ કે ઇસીમે તેરી ભલાઇ હય. ૫

૫ બુઢાપાએ કહ્યુ કે જો તારામાં તાકત છે બચ્ચા તો અમારી સામે આવી જા, જો કે અમારા શરીરમાં જોર રહ્યુ નથી; પરતુ મસોડા થીજ તારી હાડકીઓ ચવાવી નાખુ તારી એમાજ ભલાઇ છે કે અમારી સાથે લડવાનુ માડીવાળ

અગર ચે તુ હય નયા હમ પુરાને હય લેકીન
નયા હય નવહી દિન આખિર પુરાના હય સો દિન;
હજાર ગોકે તેરા .જોર પર ચઢા હય સિન,
પે હમ ન છોડે તેરે કાન અબ મરોડે બિન;
કે તુને આકે બહોત ધુમ યાં મચાઇ હય ૬

૬ જો કે તુ નવો અને હુ જુનો છુ; પરતુ નવો નવ દહાડા અને પુરાણો સો દહાડા રહેનારો છે જો કે તારી કેટલીએ જોર ઉપર જવાની ચઢી હશે, પરતુ અમો તારો કાન મરડયા શીવાય છોડનારા નથી, કારણ કે તે અહી આવીને ઘણી ધુમ મચાવી છે.

કહા જવાનીને તેરા તો અબ હય કયા એહવાલ,
તુ મેરે કાન મરોડે કહાં યહ તેરી મજાલ;
ન તેરે પાસ તમચા તબર ન સયફ ન ઢાલ,
અભી ઘડી યહે બિખરાતા ફિરેગા એક એક બાલ;
યહ દાઢી, તુને જો મુદતમે અબ બઢાઈ હય. ૭

૭ જવાની કહેવા લાગી કે તુ મારો કાન મરોડવાનો જે ફાંકો રાખે છે એ તારી મજાલ નથી, કારણકે તારી પાસે તલવાર, બંધુક, પીસ્તોલ, ઢાલ કશુએ નથી હાલ જો મને ગુસ્સો આવશે તો હમણાં તારી આ મુદતથી વધારેલી દાઢીના એક એક વાળ વિખેરાઇ જશે

કહા બુઢાપેને સુનકર કે તું અગર હય પહાડ,
તો હમભી સુખકે ઝડ બેડી.કે હુવે હય ઝાડ;
અભી કહેતો તેરે કપડે લતે ડાલે ફાડ.,
જ.રાસી બાતમે એક દમકે બીચ લેવે ઉખાડ;
હર એક મુછ યેહ તેરી જો તાપ ખાઇ હય. ૮

૮ આ સાભળી બુઢાપાએ કહ્યુ કે જો તુ પર્વત છે તો અમો પણ સુખાઇ ઝેણ બોરડીના ઝાડ રૂપી થઈ ગયા છીએ જો તુ હમણા કહે તો તારા લત્તા ફાડી નાખવામા આવે, જરાસી વાતની અંદર આ તારી તાવ આપેલી મુછો ઉખાડી નાખીએ

યેહ સુનકે બોલી જવાની કે ચલ ન કહેતુ બાત,
અભી જો આનકે મારૂં તેરી કમરમે લાત;
કહીં હો પાઉં યહીં સર કહીં પડા હો હાત,
જીસે તુ જીના સમઝતા હય ઔર .ખુશીકી બાત,
વોહ તેરા જીના નહી હય વોહ બેહ.યાઇ હય. ૯

૯ આ સાભળી જવાની બોલી કે આવીને આવી વાતો ન કર. હમણાં આવી તારી કમરમા લાત મારીશ તો પગ માથું કમર અને હાથ વીખેરાઇ પડશે, તુ જેને આનદની વાત સમજે છે તે જીવવુ નથી, પરંતુ એક રીતની બેહયાઇ (નાગાઇ) છે

યેહ સુનકે બોલા બુઢ.ાપાકિ તુને ઝુઠ કહા,
જો પુછે સચ તો હમીકો મજા હય જીનેકા
શરાબ હોજો પુરાની તો ઉડ. ચલે હય નશા,
પુરાને જબ હુવે ચાંવલતો હય ઉન્હો મેં મજા.
ક.દીમ હય યેહ મસલ હમને કયા બનાઇ હય ૧૦

૧૦ આ સાંભળી બુઢાપો કહેવા લાગ્યો કે તેં ઝુઠું કહ્યુ. ખરૂં જો પૂછો તો અમોનેજ જીવવાની મોજ છે. જો પુરાણી શરાબ

હોય તોજ નીશો ઉડી જાય, ચોખા જુના થાય છે ત્યારેજ તેમાં સ્વાદ પણ આવે છે એ પુરાણી કહેવત છે કાંઇ તેને અમોએ બનાવેલ નથી.

તેરી તો ખલ્કમેં હય ચાર દિનકી સબકો ચાહ.
જહાં તુ હો ચુકી ફિર બસ વહો હય હાલે તબાહ;
હમી હય વોહકે કરે હંય તમામ ઉમર નિબાહ,
તુ આપહી દેખ ગિરેબાંમે ડાલકર મુંહ આહ;
કિ અબ હય કિસ્મે વફા કિસ્મે બેવફાઇ હય. ૧૧

૧૧ દુનિયામાં તારો તો ચારજ દિવસનો પ્યાર છે, જ્યા તુ ખલાસ થઇ પછી ઘણીજ ખરાબ હાલત થાય છે તેતો અમોજ છીએકે આખી ઉમર તેની સાથે ગાળીએ છીએ. ( એટલે મરતાં દમ સુધી બુઢાપો રહે છે ) તુ પોતેજ વિચાર કર કે કોની અંદર વફા અને કોનામા બેવફાઇ છે.?

જવાની જબતો યહે બોલી બુઢાપેસે સુનકર,
તેરી વફાપે મેરી બેવફાઇ હય બહેતર;
મય જબ તલક હુ નિહાયત મજે હંય સરતાસર,
જો સલતનત હો ઘડીભરકી તો ભી હય ખુસ્તર;
મજે તો લુટ લીએ ગો કે ફિર ગદાઇ હય. ૧૨

૧૨ બુઢાપાનાથી આ સાભળી યુવાનીએ કહ્યુ કે તારી વફાની ઉપર મારી બેવફાઈજ સરસ છે હુ જ્યાર સુધી છુ, ત્યાર સુધી ઘણી ગમ્મત છે જો થોડીવારનુ રાજ્ય હોય તો પણ ખુશી છુ. બધી મોજ તો લુટી લીધી જોકે પાછી ફકીરીજ છે

યહે સુનકે બોલા બુઢાપા વોહ સલતનત હય કયા,
કિ જીસકે સાથ લગાહો જવાલકા ધડકા;
હમે મિલી શોહબુઝુર્ગી વોહ મજીલત ઇસજા,
કિ જબતલક હય રહેગી હમારે સાથ સદા,
ખુદાને અયસી હમેં દૌલત અબ દિલાઇ હય ૧૩

૧૩ આ સાભળી બુઢાપાએ કહ્યુ કે જેની સાથે પડતીની બીક લાગે છે તે રાજ્યજ નકામું છે. અમોને તે વડાઈ અને મોટાઈ મળેલ છે કે જ્યાર સુધી છીએ, ત્યાર સુધીએ પણ દરેક સમય સાટે રહે એવી દોલત સદા માટે ખુદાએ અમને આપી છે.

કેહા જવાનીને ચલ ઝુઠ અબ ન કર તકરાર,
મેરે તો વાસ્તે ઐયશો તરબ હુંય બાગો બહાર;
શરાબો નાબ મજે. ગુલબદન ગલેમેં હાર,
તેરી ખ઼રાબી એહે દેખી હય હમને કિતની બાર;
કે તુને હર કહીં જીલ્લતહી જાકે પાઇ હય. ૧૪

૧૪ જવાનીએ કહ્યું કે ચાલ જીદ્દી તકરાર અમારી સાથ ન કર; કારણ કે મારાજ માટે આ એશો આશરામ અને બાગ બગીચાઓ છે મજાની શરાબ અને સુંદર યુવતીઓનાં ગળાઓમા હાથ નાખીને રહેવાનું છે તારી ખરાબી તો અમોએ કેટલીક જોઇ છે કે તું જ્યા ત્યાં તેં બેઆબરૂજ ઉઠાવી છે.

મુઝે ખુ઼દાને દિયા હય વોહ મરતબા વોહ શાન,
જીધરકો જાઉં ઉધર ઐયશો રંગ કુલ ઔર પ઼ાન;
ઉછલ હય કુદ હય લજ઼જ઼ત મજે ખુ઼શીકે ધ્યાન,
ગલે લીપટેતે હુંય મહબુબ ગુલબદન હરઆન;
ઘડી ઘડીકી નઈ સએર એહે ઉડાઇ હય. ૧૫

૧૫ મને ઇશ્વરે તે માન મરતબો અર્પણ કર્યો છે કે જે તરફ જાઉં છું તે તરફ એશ આરામ રંગ કુલપાનજ મળે છે ઉછલ કુદ મોજમઝા અને આનંદિત વિચારો છે અને સુંદર યુવતીઓ ગળે આવી લપેટાઇ પડે છે. ઘડી ઘડીના આ નવી મોજ ઉડાવી છે.

કહા બુઢાપેને ચલ ઝુઠ ઇતના મત બોલે,
ફ઼િદા તુ જીનપે હય વોહ મેરે પાઉં હુંય પડતે,
હમે કહેં એહે વોહ હજ઼રત તુઝે કહેં આબે,
હ ન઼રો બાર પડે. તુઝપે લાત ઔર ઘુંસે,
ભાલા બતા તો કહીં હમને માર ખાઇ હય. ૧૬

૧૬ બુઢાપાએ કહ્યું ચાલ એટલુ બધુ જુઠ ના બોલ. કારણકે તું જેની ઉપર ફ઼િદા છે તે મારા પગે પડે છે. અમાને એ હજરત કરીને બુમ મારે છે અને તને એ આબે કરી બુમ મારેછે અને હજારો વખત તારી ઉપર લાત અને ઘુંસા પડે છે. પણ એ બતાવકે અમોએ પણ કોઇ જગ્યાએ માર ખાધો છે.

તુઝે કુચલતે હુંય વોહ ખુ.મરૂ જો લાતોમેં,
હમ ઉનકો માર ઉતારે હુંય દમકી બાતોંમેં;
હમ અ.યશ દિનકો ઉડાતે હુંય ઔર તુ રાતોંમે,
કરે હય ઇસ્ક.કો હમ જીસ્તરેહકી ઘાતોમે,
તુઝે કહાં અભી ઇસ બાતમે રસાઈ હય ૧૭

૧૭ તને જે સુંદરીઓ પગોની અંદર કચડે છે તેઓને અમો મારી એકદમમા તેનુ અભિમાન ઉતારી નાખીએ છીએ અમો દિવસે મોજ ઉડાવીએ તો તમો રાત્રીમા જે રીતની ઘાતોમા અમો પ્રેમ કરીએ છીએ તે બાબતોમા તારૂ તો જ્ઞાન પણ પહોચી શકતુ નથી

તુ જીસ્કે વાસ્તે ગલિયોમેં અબ ફિરે હય ખ્વાર,
હમ ઉનકી લુટે હય અ.યશો તરબકી બીચ બહાર.
તુઝે તલાશો તલબમે કટે હય લયલો નહાર,
હમ અપની ટટીમે બયઠે રહે ખેલતે હુંય શિકાર,
તું કયા વોહ જાને જો કુછ હમને ઘાત પાઇ હય ૧૮

૧૮ તુ જેને માટે ગલીઓમા આબરૂ ખોઈ ફરે છે તેઓના એશ આરામ બહારની અંદર અમો લુટીએ છીએ, તને તો તપાસમાંજ રાતદિવસ ગુજરી જાય છે અમો અમારા બુઢાપાની આડમા કાર્ય સિદ્ધ કરીએ છીએ તુ શુ જાણે કે જે અમોએ ઘાત મેળવી છે

બુઢ.પેને કહા ઉંસદમ જવાનીસે બાબા,
મેરા તો વસ્ફ કિતાબોમે હય લિખા હરજા,
બુજુર્ગી ઔર મશીખ.તા બુઢાપેપે હય સદા,
તેરી જો બાતકા મજ.કુર હય કહીં આયા;
તો હરતરીક.મેં ખ્વારીહી તુઝપર આઈ હય ૧૯

૧૯ તે સમયે બુઢાપાએ જવાનીને કહ્યુ કે મારી તારીફ કીતાબોની અંદર લખેલી છે કે માન અને આબરૂએ બુઢાપા ઉપરજ છે તારી વાત કોઇ જગ્યાએ આવી છે ત્યા તારી ઉપરજ ખ્વારીજ આવેલી છે.

જુહી જવાનીને ખ્.વારીકા મુંહસે નામલીયા,
બુઢાપા દૌડ જવાનીસેવહીં આ લિપટા,
મરોડી મુછે ઉધર ઉસને દાઢીકો ખીચા,
લડે. જો દોનો બઢ.ા હર તરફ્ યહ શોર મચા,
કે યારો દોડીઓ ફરીયાદ હય દુહાઇ હય, ૨૦

૨૦ જ્યા જુવાનીએ મોહેથી ખ્વારીનું નામ લીધુ એટલે બુઢાપો તો જવાનીને વળગી પડ્યો તેણે મુછો મરોડી તો એણે દાઢી ખેચી બન્ને લડવા લાગ્યા તો દરેક તરફ બુમારો પડ્યો કે દોડો ફરીયાદ છે દુહાઇ છે !

ખડે.થે લોગ હજારાં યહ દોનો લડ.તે થે,
ઘડી પછાડ.તેથે ઔર ઘડી પછડ.તે થે;
જો બાજુ છોડ.તે થે તો કમર પકડતે થે,
હર એક તરફ્સે નએ ધોસે લાત જડતે થે;
તો સબ યહ કહેતે થે કયા ઇનકે જીમેં આઇ હય. ૨૧

૨૧ આ બન્ને લડવા લાગ્યા, ત્યારે હજારો પુરૂષો ઉભા રહીને જોવા લાગ્યા. એક તેને નીચે પાડતો તો બીજો પાછો તેને નીચે નાખતો જો હાથ છોડતા હતા તો કમ્મર પકડતા હતા- દરેક બાજુથી મુક્કા અને લાતો પડતી હતી, ત્યારે લોકો કહેતા હતા કે એમના હૃદયમાં શુ આવ્યું છે ?

યહ માર કુટકા આપસમે જબ હુવા ચરચા,
નજી.ર ઉસમેં વહીં એક અધેડ.પન આયા,
કુછ ઉસકો રોકા ઇધર ઔર કુછ ઉસ્કો સમઝાયા:
તું અપને ખુ.શ રહો યહ અપને ખુ.શ રહે હરજા,
મિલાપ ખુ.બ હય લડનેમેં કયા બડ.ાઇ હય. ૨૨

૨૨ જયારે આ મારામારીનો જોસ વધી પડયો; ત્યારે મીયાં નજીર કહેછે કે તેમા એક અધેડ આવી પહોચ્યો, બન્નેમાંથી એકને આ તરફ અટકાવ્યો એકનેતે તરફ અટકાવ્યો અને કહ્યું તું તારી જગ્યાએ ખુશી રહે એ એમની જગ્યાએ ખુશી રહે, અને સંપ રાખો લડવામાં વડાઈ નથી.

## જોગ. ૩૨

મીઆં મંચ કયા કહું એહવાલકી અપને પરે શાની,
લગા ઢલને મેરી આંખોંસે એકદિન ખુદ બખુદ પાની;
યકાયક આપહી ઉસદમ ગેરે દિલપર રહે હયરાની,
કે જીસકી હો રહી હય રહે જો હરએક જા સના ખ્વાની.
કીસી સુરતસે ઉસકો દેખિયે કયસા હય વોહ જાની. ૧

૧ હું મારી સ્થીતિનુ દુખ શું બતાવી શકું એક સમયે એકાએક મારી આખોમાંથી પાણી નીકળવા લાગ્યુ અને તે વખતે મારા હૃદયમા એ બાબત આવી કે જેની આ જગ્યા જગ્યાએ તારીફ થાય છે તેને કોઇ પણ રીતે જોવુ જોઇએ.

ચઢા ઉસ ફિકરકા દરિયા ભરા ઉસ જોશમેં આકર,
કે એક એક લહિર ઉસકોંને ઉડાયા લા હવા ઉપર;
કરારો અકલો હોશો સબરો દાનિશ બહેગએ અકસર,
અકેલા રહે ગયા આજિજ. ગરીબો બેકસો બેપર;
લગા રોને કે ઇસ મુશ્કેલકી હો અબ કયસી આસાની. ૨

૨ આવી રીતની ફીકરનો દરિયો ચઢતાજ એક જુસ્સો આવી ગયો અને તેની લહેરોએ મને હવા ઉપર ઉડાવ્યો જેની અંદર મારૂં ચેન અકલ સમઝ ધીરજ એ સર્વે ખચાઈ ગયા અને હું બેચારો મદદગાર એકલો રહી ગયો તે સમયે રડવા લાગ્યો કે એવી મુસ્કેલ એવી રીતે આસાન થઇ શકશે.

રહે સુરતથી ઉસીંમે દિલમેં ધુન એક ઔર લાડાલી,
મંગા થોડાસા ગેરૂ ઔર વહીં કફની રંગા ડલી;
બના મુંદરે ગલેમેં ડાલ સેલી બરમલ.* ડાલી,
લગા મુંહપર ભભુત ઔર શકલ જોગી કી બના ડાલી;
હુવા વોહ ધુત જોગી જોગીયોમેં આપ ગુરૂ ગયાની. ૩

૩ આવી હાલત હતી એટલામા હૃદયમા એક જુદીજ ધુન સમાઇ ગઈ અને થોડો સરખો ગેરૂ મંગાવી ત્યાજ કફની રંગાવી નાંખી. મુદરા બનાવી ગળે નાંખી અને સેલી પણ ગળામાં પહેરી લીધી અને ભભુતી લગાડી જોગીની શીકલ બનાવી નાખી અને આવી રીતનો ધુત જોગી જોગીયોમા ગુરૂગ્યાની તરીકે થઇ ગયો.

ફિર ઉસ સામાનમેં યારો યકાયક કુજ જો જોશ આયા,
પીટારી દર્દકી થી સો તો કાંધેપર લીઇ લટકા;
ઉઠા કર ફાવડી ઔર ધયનમેં મનકા ફિરા મનકા,
લીયા સેંદુર ઔર માથેપે ખીચા ઇસ કદર નકશા;
કે જીસકે નુરસે જલને લગી જું શમ્અ પેશાની. ૪

૪ તે સમયે જે એકાએક જુસ્સો આવ્યો તો દુખની પેટારી કાંધા ઉપર ઉંચકી લીધી પાવડો ઉઠાવી અને મારાજ ધ્યાનમાં મનકા ફેરવા લાગ્યો અને સીંદુર લઇ માથા ઉપર લીટીઓ ખેંચી લીધી કે જેના પ્રકાશથી બત્તી પણ ઝાંખી પડવા લાગી ગઇ.

ઉડાઇ ચાહકી ઝોલી પિયાલા ચશ્મકા ખપ્પર,
બનાકર ઇશ્કકા ઘંટા તલબકા સરપે રખ ચકકર;
મુડા સર ગેરૂવા બાધા રખા તીરસુલ કાંધે પર,
લગા જોગી હો ફિરને ધુંઢતા ઉસ યારકો ઘર ઘર;
દુકાં બાજારો કુચા ધુંઢનેકી દિલમેં ફિર ઠાની ૫

૫ પ્રીતીની ઝોલી ઉઠાવી આંખ્યોનો પ્રેમ સભાગા અને ઇશ્કનો ઘંટો બનાવી શોધનો ચકકર શીર ઉપર રાખી લીધો માથું મુડાવી ગેરૂવો બાંધી ખાંધ ઉપર ત્રીશુળ મુકી જોગી થઈ તે પ્યારાને ઘરે ઘર શોધતો ફરવા લાગ્યો અને દુકાન બજાર ગલીઓમાં તેને શોધવાનું શરૂ કર્યું.

યહ સાધા જોગ મયંને ફિર કહો કયસા હુવા જોગી;
કોઇ દુનિયાંમેં કાહેકો ગરજ. અયસા હુવા જોગી
કહું મય વાહવા ઉસવકત મએ કયસા હુવા જોગી,
મહોબતમે સરાપા ડુબકર અયસા હુવા જોગી;
કે મેરી શકલભી હરગિજ કિસીને ફિર ન પહેચાની. ૬

૬ આ જોગ સાંધી એવો જોગી બન્યો કે તેવો જોગી દુનિયામાહે કોઈ પણ થવા પામ્યો ન હશે હુ શુ કહુ કે તે સમયે મેં કેવો જોગી થયો પ્રીતીની અંદર ડુબી જોગી પણ એવો થયો કે મારો ચહેરો પણ કોઈ ઓળખ્યો નહીં.

લગી થી દિલમે એક આતશ ધુંનાં આહોંકા ઉઠતા થા,
તમાશેકે લીએ હલકા બના થા સાથ લોગોંકા;
તલબ થી યારકી ઔર ગર્મ થા બાજાર બાતોંકા,

ન કુછ સરકી ખબર થી ઔર ન થા કુછ હોશ પાવોંકા;
ન કુછ ભોજનકા અન્દેશા ન કુચ ફિકરે આલમ પાની. ૭

૭ હૃદયમા એક અગ્ની સળગી હતી જેનો ધુમો હાય સાથ બહાર પડતો હતો જે જોવા માટે લોકોએ ઘેરી લીધો હતો જેમા યારની તપાસ હતી અને વાતોનો બજાર ગરમ હતો તેમાં કાં પગ અને માથા સુધાંની કશી પણ ખબર નહતી જેમા ભોજનની ફિકર અને પાણીની ફિકર એમાનુ કશુ ન હતુ

તો ફિર ઉસ જોગકા ઠએરા અ.જબ કુછ આનકર નકશા,
જો આયા સામને મેરે તો કહેના ઉસસે સુનતા જા;
કહો પ્યારે હમારે યારકો તુમને કહી દેખા,
જો કુછ મતલબકી વોહ બોલા તો ઉસસે ઔર કુછ પુછા:
વગર ચુહીં લગા કહેને તો ફિર દેના અના કાની. ૮

૮ તે પછી એ જોગનો કાંઇ એવો નકશો થયો કે જે સામે આવ્યો તો કહ્યુ કે સાભળતો જા. અને બતાવ કે મારા યારને તે જોયો છે જો તેણે મતલબનો જવાબ આપ્યો તો તેનાથી બીજું કાંઇ પુછયુ અને જો એમજ કહેવા લાગ્યો તો પછી આપણે પણ આનાકાની કીધી.

યહી નાલેસે કહેતા થા લગા કર જપસે મંએ માલા,
હુ વાહુ જબસે જોગી મએ તુંહી ઉસ યારકો બતલા;
કભી ઘભરાકે હંસતા થા કભી લે સાંસ રોતા થા,
લબોંસે આહ આંખોંસે બહા પડતા થા દરિયા સા,
અ.જબ જંજાલમે ચકકરકે ડાલી હય પરીશાની. ૯

૯ એવીજ હાથથી માળા જપતો કે જે સમયથી હુ જોગી થયો છે માટે મને મારા યારથી મેળવ કોઇક કાળે તો ઘભરાઇને હસતો હતો તો કદી સાંસ લઇ રડવા લાગી જતો હતો તેમાં કોટોમાથી હાય અને આંખ્યોમાથી પાણીના દરિયા રૂપી વહેતું હતુ આ જંજાલ પરેશાનીએ અકર નાંખ્યો હતો.

કોઇ કહેતા થા બાબાજી ઇધર આઓ ઇધર બયઠો,
પડે ફિરતે હો એયસે રાતદિન ટુક બયઠ સુસ્તાઓ;
જો કુછ દરકાર હો મેવા મીઠાઇ હુકમ ફરમાઓ,
ન કહેના ઉસસે લે આઓ ન કહેના ઉસસે મત લાઓ,
ખબર હરગિજ. ન થી કુછ ઉસ ઘડી અપના ન બેગાની. ૧૦

૧૦ કોઇ કહેતો હતો કે બાવાજી અહીં આવીને આ તરફ બેસો તમો રાત દીવસ ફરતા ફરો છો તો થોડી વાર બેશીને દમ ખ્યો તમને મેવો, મીઠાઈ જે કાંઈ જોઇતું હોય તેનો હુકમ કરો તો તેને લાવવાનું અથવા ન લાવવાનું કશુંએ કહેવું નહીં તે સમયે આપણી અથવા બીજાની કશી પણ ખબર ન હતી.

બહી હયરતમેં થા ઉસ દમ કહાં જાઉં કિધર દેખું,
કીસે દેખું કીસે પુછું કીધર જાઉં કહાં ઢુંઢું;
કરૂં તદબીર ક્યા જીસસે મંએ ઉસ દિલદારકો પાઉં,
નશાં હરગિજ ન મિલતાથા પડા ફિરતાથા જું મજનું,
અજબ દરિયાએ હયરતકી હુઇથી આકે તુગિયાની. ૧૧

૧૧ તે સમયે અત્યંત આશ્ચર્યમા હતો કે કયા જાઉં અને કઇ બાજુએ જોઉં કોને જોવું અને કોને પુછુ કઇ બાજુએ જાઉં કયા સોધ કરૂં અને તે પ્યારાને મેળવવાની શી તદબીર કરૂ જેનો નીશાન મળતો ન હતો અને હુ ગાડાની રીતે ફરતો હતો આ જગ્યાએ આશ્ચર્યના દરિયાનો તોફાન થયો હતો એમ દેખાતું હતુ.

ઉસીકો ઢુંઢતા ફિરતા હુવા મસ્જીદમેં જા પહોંચા,
જો દેખા વાંભી હય રોજે, નમાજે, કાહી એક ચરચા,
કોઈ જુબ્બેમેં અટકા હય કોઇ દાઢીમેં હય અટકા,
તસલ્લી કુછ ન પાઈ જબતો આખીર વાંસે ઘભરાયા,
ચલા રોતા હુવા બાહિર બ અહેવાલે પરે શાની. ૧૨

૧૨ તેનેજ શોધતો મસીદની અંદર જઇ ચઢયો. ત્યા જોતરૂં તો તે સ્થળે પણ નમાજ—રોઝાનીજ ચરચા ચાલી રહી છે કોઇ જુબ્બામાં છે તો કોઇ દાઢીમાં ઢંકાયલો છે જ્યા ચેન ન મેળવ્યું તો ઘભરાઇ રડતો બહાર બેચેનીની સ્થીતીમાં ચાલવા લાગ્યો.

ચઢી દિલમેં કહા ટુક મદરેસોકો ઝાંકીએ ચલકર,
ભલા શાયદ ઇસીમેં વોહ નજ઼ર આજાએ ગર દિલબર;
ગયા જબ વાં તો દેખી વાહવા કુછ વાંસેભી બદતર,
કીતાબેં ખુલ રહી હંય મચ રહી હય શોરો ગુલ યકસર,
હર એક મસલેપે ફાઝિલ કર રહે હંય બહેસે નફ઼સાની ૧૩

૧૩ દિલમાં વિચાર આવ્યોકે મદરેસાને પણ ઝાંકી લઇએ કે એમાંજ તે પ્યારો નજરે પડી જાય ત્યા ગયો તો કાંઇએથી પણ વધારે નિહાળ્યું કીતાબો ખુલી રહી છે ને ધુમાધુમ પડી રહી છે તેમાં દરેક મસલાની ઉપર પોતાના માટેની વાદવિવાદ કરે છે.

ચલા જબ વાંસે ઘબરાકર તો ફિર યહે આ ગઇ જીમેં,
કે યહે જાગા તો દેખી અબ ચલો ટુક દએરભી દેખેં;
ગયા જબ વાંતો દેખા મુરત ઔર ઘંટોકી ઝનકારે,
પુકારા જબતો રોકર આહ કિસ પથ્થરસે સર મારે;
કહીં મીલતા નહીં વોહ શોખ કાફિર દુશમને જાની. ૧૪

૧૪ ત્યારથી ધભરાઇ ચાલ્યો તો જીમાં આવ્યું કે એ જગ્યા તો જોઇ હવે જરા મંદીર પણ નિહાળી લઇએ ત્યાં ગયો તો મુર્તિ અને ઘટાઓની ઝણકાર સાભળી તો ધુમ મારી કહ્યુ કે અહીં કયા પથ્થર ઉપર માથું મારીએ તે મારો જાની દુશમન અને પાશાણુ રદઇ કયાએ મળતો નથી.

કહા દિલનેકે અબતક તીરથોંકી સએરભી કીજે,
ભલા વોહ દિલરૂબા શાયદ ઉસી જાગાપે મિલ જાવે;
બહોત તીરથ મનાએ ઔર કીએ દરશનભી બહોતેરે.
તસલી કુછ ન પાઇ તબતો હો લાચાર ફિર વાંસે;
મહોબત છોડ઼કર બસ્તીકી લી રાહે બયા બાની. ૧૫

૧૫ રદયે કહ્યુ કે તીરથોની જાત્રા પણ કરવી જોઇએ કે ત્યાંજ તે ઘણું કરી મલી જાય ઘણા ખરા તીરથ જોયા અને ઘણા દરશન કર્યા અને મુરાદ ન મેળવી તો એ સર્વ વસ્તીની મહોબત છોડી જંગલનો રસ્તો પકડયો.

ગયા જબ દસ્તો સહેરામેં તો રોયા આહ કયા કરીએ,
કહાંતક હિજ્રમેં ઉસ શોખકે રોરોકે દિન ભરીએ;
કહાંકો જાઇએ ઔર કિસ્કે ઉપર આસરા ધરીએ,
અહી બહેતર હય અબતો ડુબીએ યા જહેર ખા મરીએ,
ભલા જી જાનકે જાનેમે શાયદ આ મિલે જાની. ૧૬

૧૬ જ્યારે જંગલ અને પહાડોમા ગયો તો રડયો કે હવે શું કરવું જોઇએ. અને તે યારની જુદાઇમા રડી રડીને દીવસ કયાં સુધી ભરીએ કયાં જવું અને કોની ઉપર આસરો ધરવો જોઇએ હવે તો એજ રહ્યુ છે કે યાતો ડુબી મરીએ અથવા ઝેર ખાઈ જવુ જોઈએ ત સમયે જો આવી મળે તો મળે.

રહા કીતને દિનો રોતા ફિરા હય દસ્તમેં નાલાં,
ગરીબો બેકસો તનહા મુસાફિર બે વતન હયરાં,
પહાડોંસેભી પર પટકા ફિરા શેહરોંમેં હો બિરીયાં,
ફિરા ભુકા પ્યાસા ઢુંઢતા દિલબરકો સરગરદાં,
ન ખાનેકો મિલા દાના ન પીનેકો મિલા પાની. ૧૭

૧૭ એવી રીતે કેટલા દીવસો સુધી જંગલમાં રડતો ફરવા લાગ્યો. અને તે વખતે ગરીબ બેકસ એકલો મુસાફર બે વતન હેરાનીમાં ફરતો હતો પર્વતોથી પણ માથું ફોડયું અને શહેરોની અંદર પણ રડતો ફર્યો જેમાં ભુખ્યો તરસ્યો પ્યારાને શોધતો ફર્યો જ્યાં ખાવાને દાણો અને પીવાને પાણી પણ મળ્યો નહીં.

પડ.થા રેતમેં ઔર ધુપમેં સુરજસે જલતાથા,
લગીથી દિલકી આંખે યારમેં ઔર જી વિકલતાથા;
કીસીકે દેખનેકે ધયાનમેં હરદમ નિકલતાથા,
વલે મહે.બુબસે કુછ હાય મેરા બસ ન ચલતાથા
પડે બહેતેથે આંસુ લા લાગુ લઅ.લે બદખ.શાની. ૧૮

૧૮ રેતની અંદર પડયો હતો અને સુર્યની ધુપમાં બળતો હતો જેમાં રદયની આંખ્યો યારમાં લાગી હતી અને જીવ નિકળતો હતો પરંતુ યારની આગળ મારો બસ ચાલતો ન હતો અને કોઇનાં જેવાનાં ધ્યાનમાં જીવ નીકળતો હતો અને આંખ્યોથી અશ્રુ વહેતાં હતાં.

જબ ઇસ એહ.વાલકો પહોંચાતો વોહ મહેબુબ બે પરવા,
વહીંસો એક.શરીસે મેરે બાલીંપે આ પહુંચા;
ઉઠાકર સર મેરા જા.નું પે રખકે ઉસને ફરમાયા,
કહાલે દેખલે જે દેખના હય અબ મુઝે ઇસજા,
અયાં હુંય ઈસ ઘડી કરને તેરે ય્હે ભેદ પિનહાની. ૧૯

૧૯ જ્યારે આ સ્થીતીએ પહોંચ્યા તો તે બે પરવર યાર તેજ વખતે મારા માથા ઉપર આવી પહોંચ્યો મારૂં માથું ઉઠાવી જાંગ ઉપર મુકી કહેવા લાગ્યો કે મને જેવું છે તો લે હવે જેઇલે તારા છુપા ભેદ જાહેર કરવા છે.

ય્હે સુત રખ પહેલે હમ આશ.કોં અપને આજ.માતે હુંય,
જલાતેં હુંય સતાતે હુંય રૂલાતે હય બુલાતે હય;
હર એક એહ.વાલમેં જબ .ખુબ સાબિત ઉસ્કા પાતે હુંય;
ઉસીસે આકે મિલતે હુંય ઉસીકો મુંહ દિખાતે હુંય,
ઉસે પુરા સમઝતે હય હમ અપને ધ્યાનકા ધ્યાની. ૨૦

૨૦ આ સાંભળી લે કે પહેલાં હમો હમારા આશકને અજમાવીએ છીએ જેમાં તેને જલાવી સતાવી રખાવી બોલાવીએ છીએ અને જ્યારે તેને દરેક હાલતમાં ખરો એકમાર્ગી જોઇએ છીએ તો તેનેજ આવી મળીને તેને મોઢું બતાવીએ છીએ તેને હમો હમારા ધ્યાનનો ધ્યાની પુરો સમજીએ છીએ.

સદા મહેબુબકી આઇ જુંહી કાનોંમેં વાં મેરે,
બદનમેં આ ગયા જી ઔર વહીં દુઃખ દર્દ સબ ભુલે;
ફિર આંખેં ખોલકે દિલબરકે મુંહપર ટુક નજર કરકે,
જમીનોં આસમાં ચૌદા તબકકે ખુલ ગએ પરદે,
મિટી એક આનમેં સબ કુછ ખરાબી ઓર પરેશાની. ૨૧

૨૧ જ્યારે મારા કાનમાં યારનો અવાજ આવ્યો કે તરત મારા શરીરમાં નવું જીવન આવી સર્વે દુઃખ દરદ હુ વિસરી ગયો પછી આંખ્યો ખોલી યારનાં મોઢા ઉપર નજર કરી ત્યારે સાત જમીનનાં અને સાત આકાશનાં પરદા ખુલી ગયા અને એક સેકંડમાં મારી બેચેની અને પરેશાની મટી જવા પામી.

હુઇ જબ આકે યકતાઈ દુઈકા ઉઠ ગયા પરદા,
જો કુછ વહમો દગાથે ઉડગએ એકદમમેં હો પારા.
નજીર ઉસદિનસે હમને ફિર જો દેખા ખુબ હર એકજા,
વહી દેખા વહી સમઝા વહી જાના વહી પાયા;
બરાબર હોગએ હિન્દુ મુસલમાં ગબરો નસરાની. ૨૨

૨૨ જ્યારે બે ચીજનો પડદો વચમાંથી ઉડી જઇ એક થયા તે સમયે જે કાંઈ વહેમ અને દગા હતા તે પારારૂપી ઉડીગયા તે સમયથી ઉસ્તાદ નજીર કહે છે કે એવું કાંઇ હમોએ જોયું તેજ જોયું તેજ સમજ્યું અને તેજ નિહાળ્યું અને હિન્દુ મુસલમાં પારસી, ખ્રીસ્તી સર્વે એક થઈ ગયા

## ૩૩. .ખુદાકી ઇબાદત—ઇશ્વરની બંદગી.

---

દિલાતુ કહેને કો મેરે યકીન જાન મીઆં,
જો બાત તુઝસે કહું મંય ઉસે તુ માન મીઆં;
ન ખોતુ ઉમ્રકો ઉલફતમેં હર .જમાન મીઆં,
દહનમેં ફિરતી હય જબ તક તેરે જ.બાન મીઆં,
.ખુદાકા નામ લીયા કર તુ આન આન મીઆં. ૧

૧ રદય તુ મારૂં કહેવાનુ માની લે .અને જે કહું તેને તુ સમઝી લે તુ આ તારી ઉમરને પ્યારમાં ન ગાળ જ્યાં સુધી તારા મોહામાં જીભ ફરે છે ત્યા સુધી ઘડી ઘડી તુ ઇશ્વરનુ નામ રટયા કર.

મિલી જહાંમેં તુઝે રહે જો જીન્દગાની હુએ,
રહે ચંદ રોજ. હય આએ ન જાવેદાની હુયે;
ઇબાદત ઇસ્કી નિહાં દિલમેં જીસ્ને ઠાની હય.
ઉસીકો દોનો જહાં બીચ શાદમાની હય,
વહી તુ કરજો રહે તુભી શાદમાન મીઆં. ૨

૨ આ દુનિયામાં જે તને જીવન મળ્યું છે તે દરેક સમય માટે નથી પરંતુ થોડા દીવસ માટેનુ છે એની શેવા જેણે રદયમાં નક્કી કરી છે તેને જ બન્ને દુનિયામાહે આનંદ છે અને તેવું તું પણ કર કે જેથી ખુશીથી તારા દીવસો નીકળે.

જો હર તરેહ તુ ઇ.બાતમેં દિલ લગાવેગા,
તો યાંભી .ખુશ રહેગા વાંભી .ખુશતુ જાવેગા;
હજ.રાં ફાયદે દિલખ્.વાહ ઉસમેં પાવેગા,
ઔર અપની .ઉમ્ર જો ગ.ફલતમેં તુ ગંવાવેગા;
તો ઉસ્મે હોગા નિહાયત તેરા નુકસાન મીઆં. ૩

૩ જો દરેક રીતે ઈશ્વર બંદગીમાં દિલ લગાડશે તો અહ પણ ખુશી રહી ત્યાં પણ ખુશીથી જશે અને તારા રદયને ઇચ્છીત હજારો ફાયદાઓ એની અંદરથી તુ જોશે અને જો તારી ઉમર ગફ્લતમાં કાઢશે તો તેમાં તારૂં ઘણુંજ નુકશાન થશે.

નમાજ. પ.ઢકે જ.રા સનઅ.કે ચમનકો દેખ,
બહારે બાગે. ઇ.નાયાતે જુલ મનન કો દેખ.
રિયાજે. રૂટ.કો ઔર ગુલસિતાને તનકો દેખ,
નઈમો રાહતો આરામો પયરહનકો દેખ;
કે હય ખુદાકે યહે અલતાફ બેકિંરાબ મીઆં. ૪

૪ નમાજ પઢીને તેની કારીગરીના બગીચાને જો અને બગીચાની બહાર તેમજ ખુદાની મહેરબાનીઓને જો આત્માની ગમ્મત અને તારા શરીરના બગીચાને જો અને બાગ, આરામ અને તારા કપડાઓને જો કે એઓ ખુદાની બખ્શીશથીજ સર્વે કાંઇ છે.

લબોકો જે.બ હૈ કુરઆનકી તિલાવતસે,
.ખબરકો તુજકો જો અકૂજા.લકી બશારતસે;
ખુશીકો દિલકો તેરે ખુલ્દકી તહારતસે.
બદનકા .હુસ્ન બડ.ા તાઅ.તો ઇબાદતસે,
ઉસીમેં ખુબી હય તેરી બાહર મકાન મીયાં. ૫

૫ તારા હોંટોને કુરાઆન પઢવાથી શોભાવજે તને તેની મહેરબાનીની ઇચ્છા હોય તો તને સ્વર્ગની ખુશી પણ એથીજ મળશે એજ ખુદાની બંદગીથી તારા શરીરની ખુબસુરતીમાં વધારો કર એમાંજ તારી ખુબી દરેક રીતે છે.

• કીએ ગુનાહ જો રંજો અજાબ દેખેગા,
બસોજે. .હશ્ર બહોત પેચો તાબ દેખેગા;

અગર સવાબ કરેગા સવાબ દેખેગા.
ખુશીસે અપને તઈં કામિયાબ દેખેગા;
હમેશાં હુસ્ન અમલસે લગા તુ ધ્યાન મીઆં. ૬

૬ જો તું ગુનાહ કરશે તો દુઃખ અને કષ્ટ જોશે અને કયામતને દીવસે અસહ્ય સંકટ આવી પડશે જોતુ સારા કાર્યો કરશે તો સારૂંજ જોશે અને તને તું ખુશી સાથ ફતેહમંદ નિહાળશે માટે તું દરેક સમયે તેજ ખુદાથી ધ્યાન લગાડ.

યહે જીન્દગી હય ગંનીમત ઈસે તુ મુફત નખો,
ખુદા કા શુક્ર બજાલા હરેક તરેહ ખુશહો;
યહે દુનિયા મજરએ ઇકબા હય ઇસમે નેકીઓ,
કહા નઝરને જો કુછ તુ યાદ રખ ઉસકો;
ઉસીમેં તેરી સઆદતકા હય નશાન મીઆં. ૭

૭. આ જીવન બહેતર સમઝી એને મફતમા ન ગાળ અને ઇશ્વરનો ઉપકાર માની દરેક રીતે ખુશી થા આ દુનિયા તે દુનિયાની ખેતી છે એમાં નેકીનાં બી રોપ નઝરે જે કાંઇ કહ્યું છે તેને તુ યાદ રાખ એનીજ અંદર તારી ભલાઇ સમાએલી છે.

## પ્રથમ ભાગ સમાપ્ત.

# એરેબિયન નાઇટ્સ.



(એક હજારને એક રાતની અદ્ભૂત વાર્તાનો ભંડાર) અદ્ભૂત અને રસીલી વાર્તાઓમાં **અરેબીયન નાઇટ્સ** પહેલો દરજો ભોગવે છે દુનીઆની બધી ભાષાઓમા તેનું ભાષાન્તર થયું છે મહાન પુરૂષ ગ્લેડસ્ટન પણ તેને માટે કહે છે કે **"જો કોઈ સારામાં સારા એક સો પુસ્તકો ચુંટી કહાડવાનુ કહે તો તેમાં હું કદીપત્ર અરેબીયન નાઇટસને મુકયા વગર નહી રહું."** કહો આથી વધારે સારૂ સર્ટીફીકેટ કયું જોઇયે ! ગ્લેજ ઉંચા કાગળ પૃષ્ટ ૫૯૦ સોનેરી પાકું પુઠું છતાં કીંમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ ૦—૪—૦ આના ૨૬ કાગળની કીંમત ૧—૮—૦ પો. ૩ આ.

---

## લતા અને લલિતા.

( ભાગ ૧—૨ જો. )



આ એક સંસારીક સચીત્ર નવલકથા છે. સંસારિક વિચીત્રતાના કેવા કેવા પ્રસગો બને છે તેની બીના આમા ઘણીજ અસરકારક છે. પુસ્તક એકવાર વાંચવા લીધા પછી તે પુરૂ કર્યા વગર મુકાતુ નથી. ગ્લેજ ઉંચા કાગળ ફોટોઆર્ટીક આઠ સુંદર ચિત્રો સહિત પાકુ સોનેરી પુઠું દરેક ભાગની કિંમત ૧૨ આના મુજબ કુલ રૂ. ૧—૮—૦

# કબીર કાવ્ય.



ભારતવર્ષમાં એવો કોણ મનુષ્ય હશે કે જેણે મહાત્મા કબીરની વાણીનો આ સ્વાદ નહી લીધો હોય ? મહાત્મા કબીરની વાણીમા જે બલ છે તે સત્યતાનુ બળ છે. તેઓ એક સતધર્મના પ્રચારક અને સાસારીક પ્રપચથી વિરક્ત હતા. સંસારના પ્રપંચોને તેઓ સ્પષ્ટ સમજતા હતા. તેથી તેમણે પોતાની કવિતામા તે પ્રપંચનું બહુ ઉતમતાથી વર્ણન કર્યું છે. આ મહાત્માની વાણી પ્રાકૃત હોવા છતા અપ્રાકૃત છે તેમની વાણીમા સમસ્ત વેદ શાસ્ત્રનો સાર આવી જાય છે આ કવિની કવિતા મહાસાગર સમાન છે તેમાંથી સાર રૂપ કેટલીક કવિતાઓ જે ગુજરાતી લિપિમા અત્યાર સુધી છપાઈ નથી તેનો સંગ્રહ કર્યો છે. વળી તેનો ગુજરાતીમાં સરલ અર્થ પણ આપેલ છે. જેઓ વ્યવહારિક નિપુણતા સાથે પરલોકીક સુખ ચાહતા હોય તેમણે આ પુસ્તકનુ અવશ્ય અવલોકન કરવું જોઇએ.

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

**ત્રણદરવાજા—અમદાવાદ.**

# સુન્દર વિલાસ.



મહાત્મા સુંદરદાસજીકૃત આ સુંદરવિલાસ કાવ્ય સર્વત્ર પ્રસિદ્ધ છે. આ પુસ્તકમાં સતી અસતિના લક્ષણો, મનને વિવિધ પ્રકારના ઉપદેશો, પતિવ્રતાના ધર્મો અને તેવાજ સર્વને ઉપયોગી અનેક વિષયો આવે છે. જીજ્ઞાસુ અને મુમુક્ષુઓને માટે તો આ એક અદ્વિતીય પુસ્તક છે તેમાં કાંઇ પણ સંદેહ નથી. અન્ય પુસ્તકો કરતા આ પુસ્તકમાં કેટલીક વિશેષતાઓ છે તે એ કે આમા આપેલો ઉપદેશ જેટલો ઉપયોગી છે તેટલીજ તેની ભાષા પણ ઓજસ્વિ અને સ્પષ્ટ છે આ પુસ્તકની કવિતા એકવાર વચ્યા પછી તેને વારંવાર વાચવા તરફ વૃતિ આકર્ષાય છે મૂળ કવિતા અને તેનો ગુજરાતી ભાષામાં અર્થ આપવામા આવ્યો છે.

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર,**

ત્રણદરવાજા—અમદાવાદ.

---

**વિશેષ પુસ્તકોની માહેતી માટે અમારા પુસ્તકાલયમાં વેચાતાં**

**સંસ્કૃત ગુજરાતી અને હિંદુસ્તાની**

**પુસ્તકોનું મ્હોટું**

# સુચિપત્ર.

પોસ્ટેજ માટે અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લ્યો.

લખો:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**